# સાગરની સુંદરી



પ્રકાશક એમ. બી.

ઠે૦ વીનસસીનેમાની પાસે—સુરત.

કીંમત ૦-૧૨-૦

# સાગરની સુંદરી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**છોટુભાઈ ભગવાનદાસ મોદી.**

ઠે. સૈયદપુરા બોરડી શેરી—**સુરત.**



સોલએજન્ટ:—**બુકસેલર મણીલાલ ભાઈશંકર વ્યાસ**

ઠે. વીનસ સીનેમા સામે—**સુરત.**

**[ આવૃતી પહેલી      સને ૧૯૨૯      પ્રત ૨૦૦૦ ]**

**કીંમત ૦—૧૨—૦**

॥ अथमंगलम् ॥

# સાગરની સુંદરી

## પ્રકરણ ૧ લું.

### "કોનું ખૂન !"

"ખૂન ! ખૂન ! દોડો, જલદી દોડી, મેં હાથમાં પકડેલો ખૂની ન્હાસી જશે, અરે–આ જાય–આ ગયો–નાઠો ! નાઠો !" લીલાવતીએ પોતાના ઓરડામાં મોટેથી બૂમ મારી, તેજ સાથે તેના બંધુઓ રમેશ અને નિરંજન ત્યાં દોડી આવ્યા અને ગભરાટમાં પડેલી લીલાવતીને જોઇ પૂછવા લાગ્યો ! "લીલાવતી ! શું છે કોનું ખૂન થયું ! આમ ગભરાય છે કેમ ? બૂમાબૂમ શા માટે કરે છે !"

"ભાઇ ! તેની મને ચોક્કસ ખબર નથી પણ ઉપરના ઓરડામાં કોઇ કરપીણ ખૂન થયું હોવું જોઇએ. કારણ કે ઉપરથીજ મારા બિછાના પર એ માળના પાટીયા તૂટેલા હોવાથી લોહીની ધારાઓ અને આ લોહીથી ભળતું મનુષ્યનું માથું આ.વી પડયું છે, જુઓ તો આ માથું કોનું છે !" એમ બોલતાં લીલાવતી પોતાના હાથમાં દિવાસળી લઇ દિવો કરવા ગઈ.

"લીલાવતી ! ખૂની ક્યાં નાઠો ! તારા હાથમાં શું ખૂની પકડાયો હતો ?"

"હા ભાઇ ! મારા શરીર ઉપર જેવું આ લોહીથી ભિજાતું માથું આવીને પડયું તેવીજ હું જાગૃત થઇ ગઇ તો મારી પાસેથી એક માણસને તલવાર લઇ ન્હાસતા મેં જોયો તેવોજ મેં તેને પકડી લીધો. પણ મુજ અબળાની કાયામાં શક્તિ કેટલી ! તરતજ તેણે મને ધક્કો મારી પાડી નાંખી અને પોતે દિવો હોલવી ન્હાસી ગયો !"

દિવો થતાંજ રમેશ નિરંજન અને લીલાવતી પોતાના માળપર ચઢી ગયાં, એ માળ ઉપર નિરંજનની મોટી બ્હેન વિશાખાનું શયનાગાર હતું. લીલાવતીએ જતાને વાર તેનું બારણું ઉઘાડી નાંખ્યું અને દિવો લઇને તેઓ અંદર પેઠા. અંદર જતાંજ જે પલંગપર વિશાખા સુતી હતી તે પલંગપર રૂધળાની દૃષ્ટિ ગઇ ! પલંગ ઉપર સુતેલી જીવનધારીણી વિશાખાને બદલે માત્ર તેનું લોહીમાં ભિંજાએલું ધડજ અવશેષ પડેલું હતું અને લોહીની ભરેલી ચાદર જોનારને ત્રાસ આપતી ત્યાં દૃષ્ટિગોચર થતી હતી ચાદરની સાથેજ વિશાખાના હસ્ત રૂમ લો પણ લોહીયુક્ત થયેલા જણાતા હતા પલંગપર બે લોહના ચક-ચકીત છરા પરેલા હતા અને તેના ઉપર પણ પુષ્કળ લોહી લાગેલું હતું. આ ભયાનક દેખાવ નિહાળતાંજ નિરંજન નીચે ઉતર્યો અને તેણે લીલાવતીની ઓરડીમાંથી દેહ વિહિન પડેલું શીર ઉપર આણી પેલી દેહ સાથે સરખાવી જોયું. તે મસ્તિકના મુખ ઉપર એટલા બધા ઘા કરવામાં આવ્યા હતા કે તે કોનું શિર છે તે પણ ઓળખી શકાતું નહોતું. માત્ર કૃષ્ણ કેશકલાપની વિપુલતાથી તે કોઇ રમણીનુંજ મસ્તક હશે એવી ખાત્રી થતી હતી. આ ભયંકર દેખાવ જોતાંજ રમેશે પોતાના બંધુ નિરંજનને ઉદ્દેશીને કહ્યું, "નિરંજન ! તમો લીલાવતીની પાસેજ રહી તેની સંભાળ લો ! હું હમણાંજ ગામમાં જઇ પોલિસની મદદ

લઇ આવું છું !" આમ કહી રમેશ નીચે ઉતર્યો અને કાલિચરણ નામના પોતાના ભૈયાને સાથે લઇ સીતાગંજની દિશાએ ચાલવા લાગ્યો.

નિરંજન અને રમેશ સીતાગંજના જાગીરદાર હતા પણ તેઓ ગામમાં ન રહેતા સીતાગંજથી ત્રણ માઇલ દૂર આવેલા ગોમતીગંગા નદિના કિનારા પર પોતાના વિશાળ બંગલામાં રહેતા હતા. આ બંગલાની સાથેજ મોટી આઇસ ફેક્ટરી હતી. અને આ આઇસ ફેક્ટરીને લીધેજ નિરંજન અને રમેશને શહેર છોડીને અત્રે રહેવું પડતું હતું.

રમેશ ભૈયાને સાથે લઇને જે રસ્તે શહેરમાં જતો હતો તે રસ્તો બરાબર ત્રણ માઇલ જેટલો લાંબો હતો છતાં સીતાગંજ સુધી ત્યાંથી મોટાર જઇ શકે એવી પાકી સડક બાંધેલી હતી. તે તરતજ મોટાર અથવા ગાડી લેવાના ઉદ્દેશથી પોતાની અશ્વશાળામાં ગયો, પણ એ દ્વારમાં પેસતાંજ તેણે જે ભયંકર દૃશ્ય જોયું તેથી તેના હોંશકોંશ ઉડી ગયા. અશ્વશાળાના દરવાનને, તેની પત્નિને અને તેના ત્રણ બાળકોને ત્યાંજ કાપી નાંખેલા હતા અને તેઓના ધડ મૃત્યુ કાળના વિચિત્ર નૃત્યને અનુભવી રહ્યા હતા ! અશ્વશાળાનું બારણું ઉઘાડું હતું તથા અંદર બાંધેલા સાતે ઘોડાના કંઠ તેમની દેહથી જુદા પાડી નાંખવામાં આવ્યા હતા, તે ઉપરાંત બંન્ને મોટરોને પણ કેવળ છિન્ન ભિન્ન કરી નાંખવામાં આવી હતી. આ ભયંકર દેખાવ જોતાંજ રમેશ ત્યાંથી પગે ચાલતોજ સીતાગંજને માર્ગે રવાના થયો, આ માર્ગે વૃક્ષોની ઘાડી ઝાડીઓ આવેલી હતી, થોડેક દૂર જતાંજ તેને વિશાખાના કંઠનો ધ્વની સંભળાયો કે, " ઓહ ! દોડો ! દોડો ! કોઇ અધર્મિના હાથમાંથી મને નિર્દોષ અબળાને ધર્મ ભ્રષ્ટ થતી બચાવો ! મારા શિયલ

ધર્મની વ્હારે ધાઓ ! અને આ જલ્લાદની જીંદગીનો અંત લાવો !"

આ શબ્દો પોતાને કાને પડતાંજ રમેશ ત્યાં આવેલી એક ગુફામાં દોડી ગયો અને એ આર્તનાદ ક્યાંથી આવતો હતો તેની તપાસ કરવા લાગ્યો, એટલામાં એક સ્વરૂપવતી રમણી દોડતી આવી રમેશને બાઝી પડી ! તેની દેહલતા ભયથી થરથર કંપતી હતી અને જીવ્હા ભયથી જાણે ઠરી ગઇ હતી, તે રમેશને પોતાની પાછળ કોઇ પુરૂષ દોડતો આવે છે એનું આંગળી બતાવી સૂચન આપતી હતી એટલામાં પ્રચંડ દેહનો એક પુરૂષ ત્યાં રમેશની આગળ આવી પહોંચ્યો અને તેણે તેને એવા તો પ્રબલ જોરથી ધક્કો માર્યો કે રમેશ ધરાશાયી થઇ ગયો, તેને ઉદ્દેશીને પેલા પુરૂષે કહ્યું, "ઓહ કમબખ્ત શયતાન ! આ મધ્ય રાત્રે મારી ગુફામાં આવી મારા કાર્યમાં ખલેલ પહોંચાડવાનો તને શું અધિકાર છે ? બેઇમાન ! ચાલ, એકદમ બહાર જા ! નહિ તો હમણાને હમણા આજ પળે તારી દેહના ટુકડે ટુકડા કરી નાખી તારો જીવ લઇશ !"

"પરાયાના ગૃહે પેસી સીતમ શયતાન આદરવા
કહે જુલ્મી નરાધમ એ તને સત્તા મળી ક્યાંથી ?
ન જ્યાં જલ્લાદપણ આવે છુપી એવી ગુફા આ ત્યાં !
બતાવી દે ! નજર તારી, અહીં આજે વળી શાથી ?
જરૂર છળભેદ છે કાંઇ થયો મુજ વેર દુષ્ટોનો—
જણાયે છે જરૂર પયમાં ઝહર જ્વાળા ભળી આથી."

"કમબખ્ત ! તારી જુલ્મી જીભને એકદમ બંધ કરી દે અને આ નિર્દોષ રમણીને તું જ્યાંથી લઇ આવ્યો હોય ત્યાં પાછી મૂકી આવ ! ઓ શયતાન ! મને જેમ તારા ઘરમાં પેસવાનો અધિકાર

નથી તેમ તને પણ કોમલાંગી કુલકામિનીઓને ઉઠાવી લાવી સતીપર સીતમ કરવાનો અધિકાર નથી, જુલ્મી જલ્લાદ ! હું તો આ રમણીનો સ્વર એ મારી સહોદરા ભગિની વિશાખાનોજ સ્વર છે એમ ધારી અત્રે આવ્યો હતો પણ દુર્ભાગ્યે મારી તે ધારણા ખરી ન પડતાં મારે હાથે માત્ર એક અનાથ અબળાના શિયળનું રક્ષણ થયું ! યાદ રાખ ! હઠીલા હેવાન ! હું અહીં આવ્યો છું હવે હું જરા પણ આ સતિપર સીતમ ગુજરવા દઈશ નહિ !"

" સતિના પાયને સ્પર્શે જીવન જન ધન્ય સમજે ત્યાં
અધમ ! તું દિવ્ય અબળાને સીતમ શયતાનના આપે ?
ભૂલી ઘનશ્યામને, જગમાં પરમ સત્તા પ્રભુની તે
ભરે પૃથ્વિ બધી શાને કહે અભિમાનના પાપે ?
ખબર ના છે હજી કશીએ દશા શી થાય દૈત્યોની
બને પાષાણનું પાણી સતીને સંતાનના શાપે "

"હરામી હેવાન ! તારી પણ જીવ્હા તું એકદમ બંધ કરી દે અને જે રમણી તારા આશ્રયે આવીને ઉભી છે તે કમબખ્ત કામીનીને મારા હાથમાં સોંપી દઈ તું તારે માર્ગે ચાલ્યો જા ! જો એક ક્ષણની પણ હવે વાર લગાડી તો યાદ રાખ તારૂં ધડ અને શીર એકજ પલકમાં જુદા કરી દઈશ !"

પલકમાં પ્રાણ રગ દોળી રૂધિરમાં દેહને બોળી
શરીરના લોહીને ખોળી દયાહિણ હું પિનારો છું !
જગતની દુષ્ટતા, પાપો અધમતાને ભરી ઉરમાં
ધરીને ખડ્ગ હસ્તે હું સકળને મારનારો છું !

દયાને દૂર છે રાખી નવાણોમાં નિતિ નાખી
જરૂર હું વિશ્વ આખાને સદા સંહારનારો છું !"

"તેની જરા પણ મને પરવા નથી. તારા લાખો અન્યાયો અને પાપો આજ સુધી છુપાયાં હશે પણ રમણીઓના શિયલ ભંગનું તારૂં મહાપાપ ગમે તેટલા પ્રયત્નો કરશે તોપણ હવે છુપાવાનું નથી, મારા પ્રાણની પણ મને પરવા નથી, મારે માત્ર આ રંક અબળાનોજ ઉધ્ધાર કરવો છે !" આ શબ્દો પોતાના કર્ણગોચર થતાંજ તે પુરૂષ સુરેશપર એકદમ ધસી આવ્યો અને તેણે તેને એવા જોરથી ધક્કો માર્યો કે તે પુનઃ ધરાશાયી બની ગયો, તેજ વખતે પેલી રમણી અને તે પુરૂષ બંન્ને સુરેશની દેહ ઉપર ચઢી બેઠા. આ કિ.પણ દ્રષ્ય જોઇ રમેશે પોતાના બૈયાને બૂમ મારી, 'કાલીચરણ. કાલીચરણ !"

## પ્રકરણ ૨ જું

### શકદાર સંપડાયો !

રમેશને ગયાને એક પ્રહર કરતા વધારે અવકાશ થઇ જવાથી નિરંજન પોતેજ ડિટેક્ટીવને બોલાવવા જવા તૈયાર થયો. આ વખતે આકાશમાં ભગવાન સુર્યનારાયણના શીતરશ્મિઓ જણાતા હતા. પ્રભાતનો અવસર હોવાથી મંદમંદ પવન આવતો હતો અને લીલાછમ વૃક્ષો આંખોને અનુપમ આનંદ આપતા હતા. નિરંજને પોતાના કપડાં પહેરી લીધા અને જતી વખતે પોતાના પુત્ર જગદિશને

તેણે સાથે લીધો. બંન્ને પિતાપુત્રો ત્વરિત ગતિએ પગલાં ભરતા સીતાગંજ તરફ પ્રયાણ કરતા હતા એટલામાં માર્ગમાં જે સ્થાને રમેશને વિશાખાના કંઠ જેવીજ ચીસો સંભળાઇ હતી તેજ સ્થળે જગદિશની દ્રષ્ટિ એક નિષ્પ્રાણ કાયા પર પડી. તે શબને જોતાં જગદિશે ભયની એક ચિસ પાડી અને તે બોલી ઉઠયો, પિતાજી! ગજબ થયો, બદમાસોએ તો જાણે પૃથ્વિના પ્રલયકાળનું ધમસાણ કરવા માંડયું! આ અહીં મુડદું કોનું! જુઓ તો ખરા, તેના શા હાલ થએલા છે! બિચારાના શરીરમાંથી લોહીની અસ્ખલિત ધારા વહી જાય છે અને મુખ તો જાણે છુંદાઇ ભચડાઇ ગયેલુંજ ભાસે છે!"

"હં: એ કોનું ખૂન થએલું છે વળી બીજું!" નિરંજને ઉત્તર આપ્યો અને તે પોતાના પુત્રની પાસે આવી ત્યાં પડેલું તે શબ ધારી ધારીને જોવા લાગ્યો. તેને નિહાળતાંજ નિરંજનની આંખોમાં ક્રોધની જવાળા ફરી વળી અને તે બોલ્યો: "હાય! હાય! આતો આપણા ગામના નગરશેઠ બાબુ કેશવસેનની સ્ત્રી કમલાક્ષી દેવી છે! એનું પણ ખૂન! અને તે આવી રીતે? રામ! રામ! હવે જગતમાં ધર્મ કયાં રહ્યો! જયાં ત્યાંજ પાપનું સામ્રાજ્ય ફરી વળ્યું, આ શું!"

"કેશવસેનની પત્નિ કમલાક્ષીના તો આખા બંગાળામાં આજે એક સ્વરે વખાણ થાય છે. તેવા નિર્દોષ સ્ત્રીના પ્રાણ લેવાનું એ અધમ માણસોને શું પ્રયોજન હશે! અને તેમણે તે અબળાનુ ખૂન કરી શો લાભ પ્રાપ્ત કર્યો હશે!"

"બદમાસોને તેની ચિંતા હોતી નથી તેઓ તો બહુધા માણસો પાસે દ્રવ્ય છે એમ ધારી તે પ્રાપ્ત કરવાને તેના પર અપાર

સિતમ ગુજારે છે અને છેવટે તેનો પ્રાણ લેવાને પણ તેઓ ચૂકતા નથીજ ! ,'

" પણ ત્યારે આપણે કમલાક્ષીના મરણની ખબર પોલિસમાં આપવી જોઇએ, કારણ કે તે આપણા નગરશેઠની પત્નિ છે એટલે આપણી પણ માતા સ્વરૂપિણી છે ! "

" નહિ જગદિશ ! એ આપણું કામ નથી, કારણ કે નગરશેઠ જોડે આપણું પ્રાચીન કાળથી વૈર ચાલતું આવે છે અને તે માટે આપણા પૂર્વજો પણ તેમની સાથે ખુબ લડી ગયા છે, એટલે જો આપણેજ આ ખુનની ખબર પોલિસમાં આપીશું તો તે કદાચ આપણનેજ ગુન્હેગાર તરીકે પકડશે ! "

" એવો વહેમ રાખવાનું જરાપણ કારણ નથી, આપણું વૈર ચાલ્યું આવે છે એ વાત ખરી પણ તેથી આપણા પરજ ખુનનો આરોપ આવે એ સંભવતું નથી. ના. સરકારના કાયદા પ્રમાણે પણ આ શબ આપણેજોયું છે એટલે હવે તે વાત પોલિસમાં જાહેર કરવી એ આપણી ફરજ પણ છેજ ! "

" બિલકુલ નહિ, જગદિશ ! તું જાણે છે કે આ જગતમાં આજે સત્ય રહ્યું નથી. આપણી પાસે આ ખુન કોનું થયું છે અથવા કોણે કર્યું છે તેની પણ કશી સાબિતી નથી, પછી ધારો કે કદાચ આપણા પરજ આ ખુનનું તહોમત આવ્યું તો શું ! "

ન જગમાં સત્ય છે આજે, અધમતા છે બધે વ્યાપી,<br>હવે ના લેશ પણ કરવી, જગતમાં ધર્મની પરવા !

ન કિંમત કાંઇ સારાની, નથી નિંદા નઠારાની,
પછી સંસારમાં શાને, કહે સત્કર્મ આદરવા !
ન શિક્ષા પાપની; બદલો ન ઇશ્વર પુણ્યનો આપે,
પ્ર..યા કષ્ટથી કાયા, પ્રયોજન શું દહન કરવા !

"પણ એવો ગુન્હો આપણા પર આવેજ નહિ; આપણો ધધો કાંઇ ખુનીનો તો નથીજ, પછી આપણા ઉપર ખુનનો આરોપ પણ શા માટે આવે ! તમારી કિર્તી એ આખા બંગાલામાં વ્યપી ગએલી છે અને જેમ નગરશેઠને બધા લોકો ઓળખે છે, તેમ તમોને પણ બધી દુનીયા પિછાણે છે, પછી શા માટે આપણે ખોટો ડર રાખી ખુની શોધી કાઢવામાં મદદ ન કરવી ?"

ખરાને સત્ય કહેવામાં ન ચિંતા લેશ પણ રાખો
ભરૂસો રાખજો ઉરમાં પ્રભુ છે સત્યને માથે !
કિરણ પ્રકટી પ્રભાકરના ઉજાળે વિશ્વ આખાને
દીઠાં છે શું રવી રશ્મિ વળ્યા અંધારની સાથે !
પ્રજાળી પાપ સંતાપો, સકલ સત્કર્મ આચરવા
દીધી આ દેહ દુનીઅમાં દયા દર્શાવી જગનાથે !

"તેનું એક બીજું પણ કારણ છે નગરશેઠ કેશવસેન જો કે સારા અને આબરૂદાર માણસ છે ખરા, પણ તેમની પત્નિ એક નિર્ધન અને નીચકુળમાં ઉત્પન્ન થયેલી અબળા છે. આપણે ખાનદાન પિતાના વંશજો છઇએ ? પછી આપણે શા માટે એવા નિર્ધન અને કુલહિનોની દરકાર રાખવી જોઇએ. જગદિશ ! કુલવાનોએ નિચ જાતીના માનવીઓની દયા ખાવી એ તદન અયોગ્યજ

છે, કારણ કે કુલહીન માણસો મરવા અને આપણા જેવાની લાતો-ખાવાજ સુજાએલાં છે !"

સૃજી છે દેહ જે અત્રે પ્રભુએ કષ્ટ સહવાને
પછી તેની દયા ખાવી જરૂર જાણો નકામી છે !
શ્રીમંતોની કરે સેવા સફળ કાયા થતી જેની
પ્રિતિથી પેખવા તેને અહા ! એ ખુબ ખામી છે !
સુજન છે બાગના વૃક્ષો સુશોભિત પલ્લવોવાળાં
અને કુલહીનમાં નક્કી બધી નીચતા વિરામી છે.

"બિલકુલ ખોટી વાત ! શું નીચ કુલમાં જન્મ આવ્યો માટેજ તે માણસ કાંઇ અધમ બની ગયો અને આપણે સારા કુલમાં દેહ ધારણ કરી તેથી આપણે તેનાથી શ્રેષ્ટ થયા ! તદન ખોટું ! ઉંચ નીચની પરિક્ષા દેહના વર્ણ કે કુળ પરથી થાયજ નહિ તે તો માત્ર માણસના ગુણ પરથીજ અંકાય છે

શ્રીમંતો કે ગરીબોના ન થાયે મુલ્ય કાયાથી
સુગુણથી મુલ્ય સઘળાના જગતમાં થાય છે અંતે
હિરાએ કોલસા કેરી ખરી ઔલાદ છે તો એ
છતાં તેની જુઓ કિંમત ઘણી અંકાય છે અંતે !
પ્રભુ છે સર્વનો; સરખાં બધાં એ બાલુડાં તેનાં
બધે સરખો જુઓ વાયુ બરાબર વાય છે અંતે !

"બસકર જગદિશ ! તારા ડહાપણના શબ્દો તારી પાસે રાખ ! જ્યાં સુધી મારી દેહમાં જીવ છે ત્યાં સુધી હું તને કોઇપણ પ્રકારે આ ખુનની ખબર પોલિસમાં આપવા દેવાનો નથીજ અને તે છતાં

જો તે આ ખબર પોલિસમાં આપી તો યાદ રાખ, તારે અને મારે ભુંડે મોતે મરવું પડશે! આ સંસારમાં કુતરાને મોતે આપણી કાયા હતી ન હતી થઇ જશે!"

પરાયા કષ્ટને દહતાં નકામા સંકટો વેઠી,
દુઃખી કાયા થશે તારી, દયા દર્શાવતા એવી!
પીએ પય સર્પ પણ દંશે, જગત આ સર્વ છે એવું,
ગુલાબે છે ભર્યાં કાંટા, કમલ કાદવ રહ્યું સેવી!
વિચિત્રજ વિશ્વ આવું ત્યાં, કૃપા કેરૂં પ્રયોજન શું,
પ્રિતિની પૃથ્વિમાં વર્ષા, કહો વરશાવવી કેવી!

"તેને માટે મને ચિંતા નથી. મારા હૃદયમાં એકવાર મેં નિશ્ચય કર્યો છે એટલે ગમે તે રીતે પણ હું એ ખુનની ખબર તો પોલિસમાં આપવાનોજ છું! જો તમારે મને એ કામમાંથી અટકાવવોજ હોય તો બેશક તલવાર અથવા રિવોલ્વરથી પ્રથમ મને વિંધી નાંખો તેની મને પરવા નથી!" જગદીશે ઉત્તર આપ્યો અને તે તરતજ પેલા શબની પાસે ગયો, પણ ત્યાંજ તે વધારે આશ્ચર્યમાં પડયો અને ફરી પોકારી ઉઠયો, "અરે આ શું! અહીં તો એક બીજું પણ શબ પડેલું દેખાય છે અને તે શબનું વળી માથું પણ કોઈ ઉડાવી ગયું હોય તેમ લાગે છે!"

"હં: બીજું પણ ખુન થયું છે! તે વળી કોણ છે!" નિરંજને પ્રશ્ન કર્યો, જગદિશ જરા આગળ વધ્યો અને તેણે તે બંન્ને શબ ખેંચી રસ્તાની વચ્ચે આણી નાંખ્યા. એ શબનું બારીક અવલોકન કરતા તે બોલ્યો, "પિતાજી! જુઓ તમે પહેલાં જેને નગરશેઠની

પત્નિ ધારી હતી તે સ્ત્રી નગરશેઠની પત્નિ હોય એમ મારૂં અનુમાન થતું નથી !"

"કેમ વારૂં ! નગરશેઠની પત્નિ જે પોશાક પહેરે છે તેજ પોષાક આ શબને પહેરાવેલો છે. તે સાથે તેમને કલકત્તા સાહિત્ય કલબમાંથી મળેલો ચાંદ પણ તેમના વૃક્ષ સ્થળ પર લટકી રહ્યો છે, પછી આપણે એમ શા માટે માનવું જોઇએ કે એ સ્ત્રી તે નગરશેઠની પત્નિ નથી !"

"તે બધી તમારી વાત ખરી છે, પણ કમલાક્ષી દેવીના જમણા હાથ પર તો બાબુ કેશવસેનનું સુંદર ચિત્ર હતું. તે આ હાથ પર નથી પરંતુ જે શબનું માથું ગુમ થઇ ગયું છે તેજ શબના એક હાથ પર તે ચિત્ર છે એથી મને શંકા થાય છે કે આજ શબ કમલાક્ષીનું હોવું જોઇએ અને બીજી તેની દાસી હશે !"

"જગદીશ ! આ બે ખુનો સાથે થએલાં હોવાથી આ કામ મને ચોર કે લુટારાઓનું ભાસતું નથી પણ મને લાગે છે કે આમાં કાંઇ ભયંકર પ્રપંચ થએલો હોવો જોઇએ ! માટે તારે પોલિસમાં ખબર આપવી હોય તો ભલે આપ; પણ શબ પાછા જ્યાં પડેલા હતા ત્યાં મુકી દે એટલે આપણા પર કોઇને કશો પણ વ્હેમ આવશે નહિ !"

આ સાંભળતાંજ જગદીશે બંન્ને શબને ખેંચી લઇ જઇને પાછા તેમનીપ્ર થમનીજ જગ્યાએ મુકી દીધા, એટલામા સામેથી પોલિસ ઇન્સ્પેકટર મી. રેકબ્સની મોટાર આવતી જગદીશની દ્રષ્ટિએ પડી. જગદીશ આ મોટારને પોતાની સામે આવતી જોઇ ત્યાંજ ઉભો રહ્યો અને તે જેવી પોતાની પાસે આવી તેવીજ તેને પોતાનો લાલ

રૂમાલ બતાવી ઉભી રાખી મી. રેકબ્સને અને નિરંજનને બિલકુલ પરિચય ન હોતો છતાં નિરંજને રેકબ્સને સલામ કરી અને તેને કહ્યું, "મી. રેકબ્સ! અમારે ત્યાં આજે એક ભયંકર ખુન થયું છે. અમો તે માટે આપને ખબર આપવા ગામમાં આવતા હતા ત્યાં તો માર્ગમાં અમોને બીજાં બે શબ પડેલાં દેખાયાં. જુઓ પેલા બંન્ને શબો ત્યાં પડેલા દેખાય છે. સીતાગંજમાં આપની સત્તામાં પણ આ કેવો અનર્થ!"

"નિરંજન! તમો એ શબને અડકયા છો ખરા કે?"

"ના જી! અમે જરા પણ તેને અડકયા નથી કે તેની પાસે જઇને તેમને જોયાં પણ નથી!"

"એ કોના શબ છે!" રેકબ્સે પૂછ્યું.

નિરંજન તેનો ઉત્તર આપવા જતો હતો, તે પહેલાંજ જગદીશ વચ્ચે બોલી ઉઠયો, "સાહેબ! એક અમારા નગરશેઠની સ્ત્રી કમલાક્ષી છે અને બીજી તેની દાસી છે!"

"તમે એ શબને અડકયા નથી ત્યારે તમને ખબર શી રીતે પડી કે આ અમુકજ માણુસોના શબ છે એમ!" રેકબ્સે પૂછ્યું.

રેકબ્સનો પ્રશ્ન સાંભળતાંજ નિરંજનની આંખે અંધારા આવી ગયા, તે પ્રથમ કહી ચુકયો હતો કે "અમે એ શબને જરાપણ સ્પર્શ કર્યો નથી કે તેને પાસે જઇને તેને તપાસ્યા પણ નથી!" તેને આમ નિરૂત્તર થએલો જોઇ રેકબ્સને વધારે શંકા આવવા લાગી. તેણે તે બંન્ને પિતા પુત્રોના મુખ પર એક કઠોર દ્રષ્ટિ પાત કર્યો અને કહ્યું, "સાચું બોલો! આ ખુનના સંબંધમાં તમો શું જાણો છો!"

"હું સાહેબ, વધારે કશું પણ જાણતો નથી !" નિરંજને ઉત્તર આપ્યો, તેજ સાથે રેકઅસે પોતાના કોન્સ્ટેબલોને આજ્ઞા કરી "પકડો આ શકદાર ખુનીને !"

તેજ સાથે "શકદાર સપડાયો !"

---

## પ્રકરણ ૩ જું.

### ડિટેકટીવ કૃષ્ણકાન્ત.

આકાશમાં ઘોર અંધારૂ વ્યાપેલું હતું. ચારે બાજુએથી ધૂળના ગોટેગોટા ઉડી આવતા હતા અને તોફાની ૠતુ સંસારને અકળાવી રહી હતી. તે વખતે બાબુ કેશવસેનના ઘરમાં કૃષ્ણકાન્ત ડિટેકટીવ પોતાની તપાસ ચલાવી રહ્યો હતો તેની પાસે એક બાજુએ નિરંજન અને જગદિશને અને બીજી બાજુએ કેશવસેનના નોકર સેવકરામને ઉભા રાખવામાં આવ્યા હતા, તે ઉપરાંત બીજા પણ બે ચાર પોલિસ અધિકારીઓ ત્યાં વિદ્યમાન હતા. કૃષ્ણકાન્ત તે બધાની વચ્ચે ખુરશી પર બેસી આરોપીઓને સવાલો પૂછતો હતો અને તેમની જુબાની-ઓમાંથી કાંઇક કાંઇક બાબતો લખી લેતો હતો. એટલામાં એક નોકરે આવીને કૃષ્ણકાન્તને ખબર આપી કે "સાહેબ ! રામનાથ આવે છે !"

'ઠીક, તેને કાંઇ પણ કહ્યા સિવાય એકદમ અંદર લઇ આવો !" કૃષ્ણકાન્તે ઉત્તર આપ્યો. ક્ષણાર્ધમાં રામનાથ પણ ત્યાં આવીને

ઉપસ્થિત થયો એટલે તેને કૃષ્ણકાન્તે પૂછ્યું, "રામનાથ! તમે અહીંથી ઘર છોડીને ક્યાં ગયા હતા ?"

"મારા એક મિત્રને ત્યાં."

"તમારા મિત્રને ત્યાં ક્યારે ગયા હતા ?"

"ગઇ કાલે રાતે સાહેબ !"

"તમે ગયા ત્યાં સુધી તમારા શેઠ શેઠાણી જીવતા હતા !"

"હા સાહેબ, તેઓ બંન્ને જીવતા હતા અને તેમણેજ મને જવાની આજ્ઞા આપી હતી."

"તમારા શેઠની પાસે તે દિવસે એક લાખ રૂપીઆની રકમ આવી હતી તે બેંકમાંથી કોણે આણી આપી હતી !"

"મેંજ સાહેબ !"

"તે શેઠે ક્યાં મૂકી હતી !"

"મારી પાસેજ તેમણે એક ત્રિજોરીમાં મુકાવી હતી !"

"તમો બહારગામ શા માટે ગયા હતા !"

"મારા મિત્ર સેવકરામના દિકરાના લગ્ન માટે.

"તમારી જોડે કોણ કોણ હતું ! અને તમે અહીંથી કેટલે વાગે નીકળી સેવકરામને ત્યાં કેટલે વાગે પહોંચ્યા હતા.'

"મારી જોડે સેવકરામ, તથા શેઠના બીજા ચાર નોકરો ગદાધર રામસેવક, હરિહર અને મોહન એ સઘળા હતા. અમે અહીંથી બધા સાથેજ રાતે સાત વાગે સ્ટેશને ગયા, પણ મારૂં ગામમાં એક કામ હોવાથી હું પાછો આવ્યો અને બીજા બધાં ટીકીટ લઇ ગાડીમાં બેઠા. મારૂં કામ પુરૂં થઇ રહ્યા પછી હું પણ પાછો સ્ટેશને ગયો!'

"તારૂં ગામમાં શું કામ હતું. શેઠને ઘેર આવીને પેલા રૂપીઆ લૂંટી લેવાનું જને ?"

"નાજી, મારે મારી સ્ત્રીને પણ લગનમાં સાથે લેવી હતી અને તે માટેજ હું પાછો આવ્યો હતો."

"ત્યારે પછી તમે એકલાજ શા માટે લગનમાં ગયા !"

"તેણે આવવા ના પાડી !"

"તમે તમારા શેઠ–શેઠાણીનાં ખૂન થવાની વાત જાણો છો ?"

"હા, મને ગદાધર બોલાવવા આવ્યો હતો તેણે બધી વાતો કહી ત્યારે મને કહ્યું હતું કે આપણા શેઠ–શેઠાણીનું ખૂન થયું છે. શેઠાણીનું શબ જડયું છે પણ શેઠનો કશો પત્તો નથી તે પરથી હું એ વાત જાણું છું !'

"તારા શેઠાણીની પાસે જે રેશમી રૂમાલ હતો તે તેં જોયો હતો ?"

"હા સાહેબ, તે મેંજ આણી આપેલો હતો !"

'જો રામનાથ ! ત્યારે હવે જે ખરેખરી વાત બની હોય તે સઘળી મને તારે કહી જવી પડશે. આજે બપોરથી હું તારા શેઠનું અને નિરંજનની બહેન વિશાખાનું ખૂન શી રીતે થયું તેની તપાસમાં છું. મેં જ્યારે તારા શેઠાણીના શબને જોયું ત્યારે તેની પાસેથી મને એક રેશમી રૂમાલનો ફાટેલો ટુકડો મળ્યો, તેનોજ એક કટકો નિરંજન બાબુનાં પાકીટમાંથી નીકળ્યો અને એક કટકો તારા ટૂન્કમાંથી નીકળ્યો. હવે માત્ર તેનો એક કટકો ઘટે છે, એમ આખા રૂમાલના ચાર કટકા થઇ ગયેલા છે. તે કટકા એવું સાફ બતાવી આપે છે

કે મારામારી વખતે ખેંચતાણમાં એ આખો રૂમાલ ફાટી ગયેલો હોવો જોઇએ. અને તેના કટકા તમારી પાસેથી નીકળ્યા છે. માટે તમેજ ગુન્હેગાર છો એમ સાફ સાબીત થાય છે! વળી તું તારા બધા મિત્રોને છોડી રાત્રે અહીં પાછો આવ્યો તે પરથી પણ એમ અનુમાન કરી શકાય છે કે શેઠને આપી આપેલા પૈસાપર તારીજ દાનત બગડી હોવી જોઇએ અને તે મેળવવા તેંજ અહીં પાછા આવી આ કામ કર્યું હશે!

"સાહેબ! એ કટકો મારી ટૂન્કમાં શી રીતે આવ્યો તે હું જાણતો નથી!"

"ઠીક, હમણાં તો તમને પણ મારે નિરંજન બાબુની સાથેજ રાખવા પડશે!" કૃષ્ણકાન્તે ઉત્તર આપ્યો અને તેણે પોતાના અનુયાયીને કાંઇ ગુપ્ત સૂચના કીધી, તેજ સાથે પોલિસોએ તેને પણ બંદિવાન બનાવી લીધો. પોલિસો નિરંજન, જગદિશ અને રામનાથ ત્રણેને પુનઃ કારાગૃહમાં લઇ ગયા. કૃષ્ણકાન્ત ત્યાર પછી ઉઠયો અને ત્યાં આવેલા ટેબલો, કબાટો વગેરે બરાબર શોધી શોધીને જોવા લાગ્યો બંગલાનો માલ બધો અસ્તવ્યસ્ત થઇ ગયો હતો અને ભાંગ ફોડ પણ એટલી બધી થયેલી હતી કે જે બંગલાના ઓરડાઓ થોડીવાર પહેલા ઇંદ્રભુવન જેવા લાગતા હતા, તેજ ઓરડાઓ સ્મશાન જેવા થઇ પડયા હતા. કૃષ્ણકાન્તે તે બધું જોઇ પોતાની સાથેના એક પોલિસ અધિકારીને કહ્યું, "જુઓ મહાશય! આ ઓરડામાં આ જે ભાંગફોડ કરી છે તે પરથી એમ સાફ સાબીત થાય છે કે ખૂનીનો ઉદ્દેશ પૈસા ચોરવાનો તો બિલકુલ નહોતોજ, પણ તેનો હેતુ માત્ર ખૂન કરવાનોજ હોવો જોઇએ. કારણ કે જો પૈસા ચોરવાની તેની મરજી હોત તો આ

ત્રિજોરીને જેમની તેમ રાખી તે આ લાકડાના કબાટોને ગમે તેમ તોડી ફેંકી નાંખતજ નહિ! પણ અહીં જે નુકસાન કરેલું છે તે બધું ઇરાદાપૂર્વક કરવામાં આવેલું છે. એટલે તેમાં ખૂનીનો એવું બતાવવાનો ખાસ ઉદ્દેશજ હોવો જોઇએ કે કોઇ ધાડપાડુનો આ કામમાં હાથ હશે! હવે આ નીચે પડેલી ઘડિયાળ જુઓ! તેમાં બરાબર ૮ા થયા છે એ ઉપરથી તમે શું ધારો છો? ખૂન ક્યારે થયું હશે!”

“મને લાગે છે કે સાતથી આઠની વચ્ચે થયું હશે!” તે પોલિસ અધિકારીએ ઉત્તર આપ્યો.

“ના, એમાં પણ કાંઇ ભેદ હોવો જોઇએ. ખૂનીએ આપણને છેતરવા ઘડીયાળના કાંટા ફેરવ્યા છે પણ ઉતાવળમાં તે ઘડીયાળના વાગતા ટકોરા પોતાનો ભેદ ખોલી દેશે એ વાત ભુલી ગયો છે. એમ કહી કૃષ્ણકાન્ત તે ઘડિયાળની પાસે ગયો અને તેણે કલાક કાંટો ફેરવીને બરાબર બાર ઉપર આણીને મૂક્યો, તેવાજ તેમાં ચાર ટકોરા પડયા, આ જોઇને તે બોલ્યો, “જોયું; ખૂનીએ ખૂન કર્યા પછી ઘડીયાળ પોતેજ બંધ પાડી નાખી તેમાં સાડા આઠ મૂકયા છે એટલે તેથી આપણે અવશ્ય ભુલાવામાંજ પડીએ કે ખૂની વીસ બાવીસ કલાકમાં તો ક્યાંનો કયાં નાસી ગયો હોવો જોઇએ પણ તેમ નથી, આ ખૂન બરાબર સહવારે ચાર-પોણા ચારેજ થયું છે. હવે આટલી બધી વિલક્ષણ બુદ્ધિ બતાવનાર માણસ તે સાધારણ ખૂની હોય એ વાત પણ માની શકાય એવી નથી વળી તે સાથે નગરશેઠનું શબ પણ અત્યારે જડતું નથી એટલે મને ચોક્કસ એવો વહેમ આવે છે કે નગરશેઠે પોતાને હાથેજ કોઈ કારણથી પોતાની પત્નિનું ખૂન કરેલું હોવું જોઇએ અને પછી તે પોતાનો જીવ બચાવવા અત્રેથી નાસી

ગયો છે આ સંજોગોમાં નિરંજન અને રામનાથ મને તો બંન્ને કેવળ નિર્દોષ માણસો લાગે છે !"

"સાહેબ ! જો આપ નિરંજન અને જગદીશને નિર્દોષ તરીકે સાબીત કરી આપશો તો આપના આ કામની કદર મારા તરફથી થયા વિના રહેવાની નથીજ, કારણ કે તે બંન્ને બિચારા તદ્દન નિર્દોષ હોઇ માત્ર ધર્મ કરતા ધાડ નડે તેમ કમલાદેવીના ખુનની ખબર સ્કફસને આપતાંજ ગુન્હેગારની ગણત્રીમાં આવી ગયા છે !" નિરંજનના ભાઇએ કૃષ્ણકાન્તના ઉપરોક્ત ભાષણને સાંભળીને પ્રસ્તુત શબ્દોનો ઉચ્ચાર કર્યો. નિરંજનને બે ભાઇ હતા. રમેશ અને સુરેન્દ્ર ! તેમાં રમેશ પોતાની ભગિનીના મૃત્યુની હકીકતને ખબર આપવા જતાં ગુમ થઇ ગયો હતો અને નિરંજન પર ખુનનો આરોપ આવી તે કેદખાનામાં પડ્યો હતો. આ વખતે સુરેન્દ્ર સીતાગંજમાં ન હતો, પણ તેને જેવી પોતાના ઘરની આ વિકટ સ્થિતિની ખબર પડી તેવોજ તે પોતાને ઘેર આવી પહોંચ્યો અને કૃષ્ણકાન્તને સમજાવવાના ઉદ્દેશથીજ તે કેશવસેનને ત્યાં જ્યાં કૃષ્ણકાન્ત પોતાની તપાસ ચલાવતો હતો ત્યાં આવ્યો હતો. એટલામાં નીચેથી આવી એક સિપાઇએ સુરેન્દ્રના હાથમાં એક પત્ર મુક્યો અને તેને કહ્યું " સાહેબ ! એક માણસ આપને આ પત્ર આપી ગયો છે !"

સુરેન્દ્રે પત્ર લઇને તરત ઉઘાડી નાંખી વાંચવા માંડ્યો. પત્રમાં તેના મુનીમે નીચેના અક્ષરો ગમે તેવી ઉતાવળથી ચિતરી કાઢ્યા હતા.

" શેઠજી !

આપની ભગિની લીલાવતી ગુમ થઇ ગયાં છે અને તેના ટેબલમાંથી આ એક કાગળ મળી આવ્યો છે તે આ સાથે આપને મોકલું છું !"

સુરેન્દ્રે તે કાગળ પણ ઉઘાડી વાંચવા માંડયો:

" બંધુ નિરંજન વિગેરે !

ઘણીજ દિલગીરી સાથે હું આજે આ છેલ્લો પત્ર લખી આપણું ઘર છોડું છું. મને આપણું ઘર છોડતાં અપાર ચિંતા અને શોક થાય છે, પણ મારો બીજો કોઇ ઉપાયજ નથી એટલે નિરૂપાયે હું આ ઘર તજી જાઉં છું. મેં મારા જન્મને કલંકિત કર્યો છે અને મારે હાથે ઘડેલું પાપ એવું તો ભારે છે કે તેથી આપણા આખા કુળને કલંક લાગ્યા સિવાય રહેવાનું નથી. આ વાત મારા લક્ષમાં આવવાથી છેવટે–શોક અને દુઃખથી હું તમોને મારા ગૃહને અને મારા જીવનને છેલ્લા પ્રણામ કરી આ ઘરનો ત્યાગ કરૂં છું. હવે ફરી મને સંભારશો નહિ ! જાણે હું જન્મીજ નહોતી એમ ગણી લેજો અને મને ભૂલી જજો !"

લિ. હું છું તમારી લીલાવતી.

આ પ્રમાણેનો પત્ર વાંચતાંજ સુરેન્દ્ર બાબુને મોટો ધ્રાસકો પડયો. તેમના પર વિપત્તિનો વરસાદ વરસી રહ્યો હતો, તેમાં વળી આ સમાચાર જાણતાંજ તેમનું હૈયું દુઃખથી ફાટવા લાગ્યું અને આંખોમાંથી અશ્રુઓની સતત ધારા વહેવા લાગી. તેમને આમ શોક કરતા જોઇ કૃષ્ણકાન્તે પૂછયું, કેમ બાબુજી ! પત્રમાં શું બિના છે !"

સુરેન્દ્રની છાતી શોકમાં ભરાઇ આવી હતી. હૃદય રડતું હતું, હાથ પગ કંપતા હતા ! તેઓ શો ઉત્તર આપે ! તેમણે માત્ર પ્રતિ ઉત્તરમાં પેલો પત્રજ તેમની સામે કર્યો કૃષ્ણકાન્તે પત્ર પોતાના હાથમાં લીધો, વાંચ્યો અને પછી તે સુરેન્દ્રના હાથમાં પાછો આપતા

તેણે તેમને પૂછ્યું, "બાબુજી ! કેશવસેનનો કદાપિ તમારા ગૃહમાં આવવા જવાનો વ્યવહાર હતો ખરો કે !"

"નાજી બિલકુલ નહિ !"

"ત્યારે તમારી બ્હેન લિલાવતી એમને ત્યાં જતી હતી !"

"હા, તે એમની વાડીમાં રોજ સાંઝે પુષ્પો લેવા જતી હતી ખરી !"

"આજે ક્યારે ગઇ હતી !"

"આજે સહવારે ગઇ હતી !"

"બસ, ત્યારે હવે બધો ભેદ ખુલ્લો થઇ ગયો, તમો તદ્દન નિર્ભય રહો. કારણ કે તમારી ભગિની જેનું ખુન થયેલું ધારવામાં આવે છે તે પણ જીવતી છે અને તમારો બંધુ પણ નક્કી નિર્દોષ છે. એમ આ પરથી સાફ સાબીત થશે !"

"એમ આપ શા પરથી કહો છો !"

"મારી એમ ચોકકસ માન્યતા છે કે આપની ભગિની લિલાવતીને લઇ બાબુ કેશવસેન પોતેજ ન્હાસી ગયા છે તથા આ યોજનામાં શલ્યરૂપ કમલાક્ષીનું ખુન પણ બીજા કોઇને હાથે નહિ પણ તેમનેજ હાથે થયું હોવું જોઇએ ! તથા લિલાવતીને પણ એજ રૂપે સંતાડી રાખી હશે !"

આ વાતચિત ચાલતી હતી તેવોજ કૃષ્ણકાન્તને એક તાર મળ્યો:-

"તમોએ જે જાતનો રૂમાલ શોધવાનું જણાવ્યું હતું તેજ જાતનો રૂમાલ કલકત્તા રીચર્ડ રોડ પર આવેલા ડાયમંડ બાગમાંથી મળી આવ્યો છે માટે જેમ બને એમ તાકીદે અહીં આવો !"

આ તાર જતાંજ કૃષ્ણકાન્તે ત્યાંનું પોતાનું કામ પુરૂં કરી નાંખ્યું અને તરતજ તે ત્યાંથી ઉપડતી બીજીજ ટ્રેનમાં કલકત્તા તરફ રવાના થયો.

---

## પ્રકરણ ૪ થું.

### સાડી અને રત્નહાર.

કૃષ્ણકાન્તને કલકત્તે આવ્યાને આજે બરાબર સત્તરમો દિવસ હતો. રાત્રીનો ઘોર અંધકાર જગતને પોતાની ગોદમાં સમાવી રહ્યો હતો. સ્વચ્છ આકાશ તારાઓનાં મંદમંદ પ્રકાશથી અદ્દભુત મનોહરતાને ધારણ કરી રહેલું હતું. અને ઠંડો, શાંત અનિલ જોરથી સુસવાટા મારી રહ્યો હતો એ વખતે કલકત્તામાં આવેલી મેયરસ્ટ્રીટના દક્ષિણ ભાગે આવેલા એક ઘરમાંથી એક તરૂણ પુરૂષ પોતાના હાથમાં એક ફાનસ લઇ બહાર નીકળ્યો અને તે ગોલ્ડન સરકલને માર્ગે ચાલવા લાગ્યો. મેયર સ્ટ્રીટની પશ્ચિમ દિશાએ ગોલ્ડન સરકલ આવેલું હતું આ સરકલમાં દર મંગળવારે મેળો ભરાતો હતો તે સિવાય જ્યારે જુઓ ત્યારે ત્યાં સદા સર્વદા નિર્જનતાજ વ્યાપ્તમાન રહેતી હતી. તે તરૂણ પુરૂષનું નામાભિધાન પ્રમથ હતું. તે જેવો થોડો માર્ગ વટાવી સરકલમાં દાખલ થયો કે તેવીજ એક ગોળી ધડડડડ કરતી આવી અને તેના હાથમાંના ફાનસના ચુરેચુરા કરી આગળ ચાલી ગઈ. એટલામાં તેની સાથે સામેથી આવતો એક માણસ અથડાઇ પડયો. બંદુકની ગોળીને લીધે પ્રમથના

અંતરમાં એક તો ભય પેસીજ ગયો હતો, તેમાં વળી એ માણસ જોરે પોતે અથડાઇ પડતાંજ તે નીચે ઢળી પડયો, અને પેલા માણસે હાથ ધરીને ઉઠાડયો અને કહ્યું, "માફ કરજો સાહેબ! અંધારામાં મને દેખાતું નથી હોં!".

એટલું કહી તે માણસ એક બાજુએથી નીકળી જતો હતો પરંતુ તે આઘે જાય તે પહેલાંજ પ્રમથે તેનો હાથ પકડયો અને તેને કહ્યું "અહોહો કોણ પ્રભાત! ભલા માણસ! તારો તો આજે ઘણાં દિવસ થયા કશો પત્તોજ નથી! આજે મળ્યો તે પણ આવા અંધારામાં! તું કયાંથી આવી પહોંચ્યો આટલી રાતે!"

પ્રભાત પોતે ઓળખાઇ જવાથી અત્યંત ક્ષોભ પામ્યો અને તેણે પ્રમથનો હાથ છોડાવી દેતા તેને કહ્યું, "ઓહ પ્રમથચન્દ્ર! તું પણ અહીં કયાંથી આવી પહોંચ્યો! આટલી અંધારી રાતે! મેં તો સાંભળ્યું હતું કે તું ફોટોગ્રાફી શીખવા ઈંગ્લંડ જવાનો છે!'

"હા, જવાનો હતો પણ પૈસાની સગવડ ન થઇ શકવાથી મારે મારો વિચાર માંડી વાળવો પડયો. પણ પ્રભાત! આટલી રાતે તું એકલો કયાં જવાનો! હું તને હવે છોડવાનો નથી, આજે તો મારે ઘેરેજ હું તને લઇ જઇશ! આવતી કાલે પછી તારે જયાં જવું હોય ત્યાં જજે!"

"ના ભાઇ, હમણાં મારાથી ખોટી થવાય એમ નથી. અત્યારે તો કૃપા કરીને મને જવાજ દો. મારે કામની ઘણી ઉતાવળ છે માટે હમણાં મારાથી અહીં રોકાઇ શકાશે નહિ; પરંતુ કાલે જરૂર હું તમારા મુકામપર આવીશ, તમારું ઘર કયાં છે?"

"અહિં પ સેજ, કોર્નવોલિસ સ્ટ્રીટમાં ત્રીજુ ઘર !"

"ઠીક, ત્યારે તો ઘણુંજ નજદિક છે એટલે હું કાલે જરૂર આવીશ," એમ કહી પ્રભાત ત્યાંથી આગળ ચાલવા લગ્યો પણ તેને આગળ જતા પાછો પ્રમથે અટકાવ્યો અને પૂછ્યું. "પ્રભાત ! મારે તને એક ઘણીજ ગુપ્ત વાત પૂછવાની છે. તે વાતનો ખુલાસો કરવા હું આજે કેટલા દિવસથી તને શોધતો હતો. બેચાર વેળાએ તો તારા મુકામ પર પણ આવી ગયો પરંતુ તારો કશોજ પત્તો લાગ્યો નહિ, મારે એમ પુછવુ છે કે રતિવિલાસનો મુકામ ક્યાં છે અને તે પોતે હમણાં ક્યાં રહે છે !"

"તે થોડાજ દિવસ પહેલા બારીસાલ જવાનો વિચાર રાખતો હતો એટલે ઘણે ભાગે તે ત્યાંજ ગયો હશે !" પ્રભાતે ઉત્તર આપ્યો.

"ત્યાંથી પાછો ક્યારે આવશે !"

"તે કાંઇ કહી શકાય એમ નથી ! કારણ કે બારીસાલમાં તેનો એક મિલ્કત સંબંધીનો મોટો કેસ ચાલે છે તે પુરો થયા સિવાય તેનાથી અત્રે આવી શકાય એમ નથી !" પ્રભાતે ઉત્તર આપ્યો અને તરતજ તેણે પ્રમથે પોતાનો પકડેલો હાથ છોડાવી દેતા તેને ઉદ્દેશીને પુનઃ કહ્યું, "મિત્ર પ્રમથ ! હવે મને એક પળ પણ અહીં વધારે ખોટી કરતો નહિ કારણ કે હું જેટલો સમય અહીં વધારે રોકાઉં છું તેટલું મનેજ નુકસાન થાય છે !" આટલું બોલી તેણે પોતાનો હાથ તેના હાથમાંથી ખેંચી લીધો અને તે ત્યાં વિસ્તરેલા ઘોર અંધારમાં કોઈ સ્થળે અદ્રશ્ય થઇ ગયો. પ્રભાતની આવી વિલક્ષણ ઉતાવળથી પ્રમથને અપૂર્વ આશ્ચર્ય થયું.

તે પ્રભાતની આ ઉતાવળનું ખરૂં કારણ શું છે એ જાણી શકયો નહિ. પણ તેને કાંઇ ઘણીજ અગત્યનું કામ હોવું જોઇએ એવી તેની યોગેશને ખાત્રી થઇ ગઇ અને તેથી તેણે તેને શોધવાનો પ્રયત્ન કર્યો નહિ. એટલામાં સામેના સરકલમાંથી વળી એક પીસ્તોલનો ધડડડ કરતો અવાજ આવ્યો અને તે સાથેજ "ઓ બાપરે-દેડો ! દેડો !" એવી કોઇ અબળાના કંઠની ચીસ પડતી પ્રમથના કાને પડી આ ચીસ સાંભળતાંજ તે ત્યાં ઉભો રહ્યો અને એ આર્તનાદ કયાંથી આવતો હતો તે તપાસવા લાગ્યો. એટલામાં થોડે દૂર એક વૃક્ષ નીચે તેણે ચાર શસ્ત્રથી સજ્જ બનેલા મનુષ્યોને પોતાના મુખને વસ્ત્રોથી આચ્છાદિત કરીને ઉભા રહેલા નિહાળ્યા. પ્રમથ આથી જરા પણ ડર્યો નહિ, તેણે "પોલિસ ! પોલિસ !" એમ મોટેથી બૂમો પાડવા માંડી, તે સાથેજ ત્યાં બેચાર પોલિસો ધસી આવ્યા. પોલિસોને જોતાંજ પેલા શ્યામવસ્ત્રધારી ચાર મનુષ્યો ત્યાંથી કોઇ નિર્જનસ્થાને અદ્રષ્ય બની ગયા. પ્રમથના અને પોલિસ સિપાઇઓના હાથમાં ઇલેકટ્રીક લાઇટના દિવાઓ હતા, તેમણે ચારે દિશાઓએ તેમની તપાસ કરી પરંતુ એકપણ સ્થાનેથી તેમનો પત્તો લાગ્યો નહિ ! જયાં ત્યાં નિર્જનતાનોજ વિસ્તાર દ્રષ્ટિએ પડતો હતો અને અંધકારનું સામ્રાજ્ય સર્વત્ર વિસ્તરી ગયેલું હતું. આખું સરકલ પરમ શાંતીનો અનુભવ કરી રહ્યું હતું. પ્રમથ ત્યાં ઉભો ઉભો ચારે દિશાએ આશ્ચર્યથી જોઇ રહયો હતો અને પોલિસ સિપાઇઓ પણ આખા સરકલમાં ઘુમી વળ્યા હતા. સરકલની ચારે બાજુએ તારના દોરડા નાંખી લેવામાં આવ્યા હતા. એટલે એક પણ માણસ ત્યાંથી બહાર જઈ શકે એવું તો હતુંજ નહિ ! છેવટે તેમણે તે બદમાસોને

શોધવાનું કામ મૂકી દીધું અને પાછા સરકસમાંથી બહાર નીકળવાને રસ્તે આવી ગૃહ તરફ પ્રયાણ કરવા લાગ્યા, પરંતુ એટલામાં પ્રમથની દ્રષ્ટિ એક ઝાડ તળે તરફડીયા મારતી અબળા પર પડી. તેના મુખમાંથી નિકળતા આર્તનાદો પ્રમથને સંભળાવા લાગ્યા. તે તેની પાસે જઈને બેસી ગયો અને બૂમાબુમ કરીને તેણે ત્યાં પોલિસ સિપાઈઓને એકઠા કરી દીધા! આ વખતે પેલી રમણી શોકથી કષ્ટથી અને દુઃખથી આર્તનાદો કરી રહી હતી. તેના મસ્તિકમાંથી લોહીનો સતત પ્રવાહ વહી જતો હતો અને તેની કાયા અંત કાળનું વિચિત્ર નૃત્ય કરી રહી હતી. તેની વાણી રૂંધાઈ ગઈ હતી. આંખો અશ્રુઓથી ભરાઈ આવી હતી અને હાથ પગ શાંત થઈ ગયા હતા. તેણે શરીર પર ધારણ કરેલી રક્તવર્ણની સાડી ધુળમાં રગદોળાઈ ગઈ હતી. તેની ઉપરના જરીના બુટ્ટા ઝાંખા પડી ગયા હતા અને કિનારીની શોભા નાશ પામી ગઈ હતી. તેના શરીર પરથી તે યુવતી અઢારથી વીસ વર્ષની તરૂણી હોવી જોઈએ એમ અનુમાન થતું હતું તેના જમણા હાથની મુઠીમાં એક રત્નહાર ધારણ કરેલો હતો અને તેનો બીજો છેડો ધુળ ખાતો નીચે પડેલો હતો!"

પોલિસોએ તરતજ ટેલીફોન કરીને પોલિસ સુપ્રીન્ટેન્ડન્ટને ત્યાં બોલાવ્યા, તેમણે આવી તે અબળાના દેહને એકદમ હોસ્પિટાલમાં લઈ જવાની આજ્ઞા કરી પરંતુ તે દુર્ભાગીદારા દવાખાનામાં પહોંચે તે પહેલાંજ તે સર્વ શકિતમાન કિરતારના ધામમાં પહોંચી ગઈ, તેની આંખો સદાને માટે શાંત બની ગઈ અને તેની શુષ્ક દેહજ માત્ર જગતમાં અવશેષ રહી!

પોલિસોએ તેના વસ્ત્રોનો અને પેલા ખુનદારનો કબજો લીધો. આ વખતે માલમ પડયું કે તેના કંઠમાંથી આ હાર કોઇ બદમાસે તોડી નાંખેલો હતો અને તે બદમાસ અર્ધો હાર લઇને ન્હાસી ગયો હતો. તેની સાથેની મારામારીમાંજ તે રમણીને સખ્ત આઘાત થયા હતા અને તેને પરિણામેજ તે રમણીનું મૃત્યુ નિપજ્યું હતું. પ્રમથની છાતી આ બનાવથી ધડકવા લાગી તેનું સ્વાસ્થ્ય ઉડી ગયું. તે કંપવા લાગ્યો અને ભયથી થરથરતો પોતાને ઘેર ગયો. ઘેર આવ્યા છતાં તેના હૃદયમાંથી એ સ્ત્રી અને તેનો મનોહર ચહેરો ખસતો નહોતો. તેની આંખો એ દેખાવને અવલોકતી હતી અને તેથી એ વાતનું સ્મરણ થતાંજ તે ફરીફરી કંપતો હતો। બીજે દીવસે પોલિસ અધિકારીઓ તરફથી એ મૃતક દેહને પોલિસ હાઉસમાં જોવા અને ઓળખવા માટે ખુલ્લો મુકવામાં આવી અને તે માટે ગામમાં સંખ્યાબધ જાહેર ખબરો વહેંચવામાં આવી. હજારો માણસો તે રમણીને પ્રત્યક્ષ નિહાળી ગયા પરંતુ એક મનુષ્ય પણ તેને ઓળખી શકયું નહે, કારણ કે તેના પ્રાણ તેના દેહમાંથી મુક્ત થયા પછી તરતજ તેનું મધુર મુખડું શ્યામ બની ગયું હતું. ...ના હાથ પગ લીલાં બની ગયા હતા. શરીરની શોભા નાશ પામી ગઇ હતી મુખનો વર્ણ તદ્દન ફેરવાઇ ગયો હતો. આવા તે રમણીના રૂપમાં થએલા વિચિત્ર પરિવર્તનથી તેનું અવસાન કોઇ ઝેરી શસ્ત્ર વડે કરવામાં આવેલું હોવાનો ડાક્ટરોએ અભિપ્રાય પ્રકટ કરેલો હતો. આવું ભયંકર ખુન બંગાળામાં અદ્યાપિ પર્યન્ત એકપણ થયું નહોતું। જ્યાં ત્યાં ગામમાં એજ ખુનની વાતો પ્રસરી ગઇ હતી અને સર્વત્ર તે અબળા કોણ હશે તે સંબંધની જાત જાતની કલ્પનાઓ ચાલતી હતી. ખુન પકડવા

માટે હજી એક પણ ભરોસાદાર પુરાવો પોલિસને મળ્યો નહોતો, માત્ર તે રમણીની લાલ સાડી અને તેના રત્નહારથી તે અબળા કોણ હશે એની કાંઇક કલ્પના થતી હતી !

## પ્રકરણ ૫ મું.

### બંગાળી બુલબુલને ત્યાં.

આખા બંગાળામાં આ વખતે કૃષ્ણકાન્ત ડિટેકટીવનું નામ સારી રીતે જાણીતું થઇ ગયું હતું. બંગાળામાં મુસલમાની અમલ થયા પછી શયતાનોને પણ શરમાવે એવા જુલ્મો અને કાળાં કામો એ ખૂદાના બંદાઓને હાથે થયા હતા અને તેથી આખી પ્રજા ત્રાસ પામી ગઇ હતી. જ્યાં ત્યાં લૂટારા અને ધાડપાડુઓનો જબરો ત્રાસ ફેલાયો હતો, પણ કૃષ્ણકાન્તે ધીમે ધીમે તે સઘળાને ઠેકાણે પાડી નાખ્યા હતા. આ નવા ગોલ્ડન સરકલવાળો ખૂન કેસ પણ એટલોજ ભયંકર અને વિચિત્ર હોવાથી તે કામ પણ સરકાર તરફથી કૃષ્ણકાન્તનેજ સોંપવામાં આવ્યું હતું. કૃષ્ણકાન્તે પ્રસ્તુત ખૂન કેસનો ચાર્જ પોતાના હાથમાં લીધા પછી ખૂનીનો પત્તો મેળવવાના કામની શરૂઆત કરી દીધી. જે રમણીનું ખૂન કરવામાં આવ્યું હતું તેને અવલોકતા તે બાળા કોઇ ખાનદાન આબરૂદાર કુળની લલના હોય એમ સાફ સાબીત થતું હતું. પણ આ માન્યતામાં વળી એક શંકા એ હતી કે ગોલ્ડન સ્ટ્રીટની ચારે બાજુએ વેશ્યાઓના નિવાસ ભુવનો આવેલા હતા અને આ ગોલ્ડન સરકલ પણ બહુધા વેશ્યાઓના ઉપભોગોને

માટેજ વપરાતું હતું. આવા ભયંકર સ્થાનમાં રાત્રીને સમયે ખાનદાન કુટુંબની સ્ત્રી આવે એ અશકયજ હતું. તેજ પ્રમાણે મરનાર રમણીના મુખપર, શરીરપર, વસ્ત્રો ઉપર કે તેના સુવર્ણાભરણો ઉપર પણ તે નારી વેશ્યા હોવાના કશા પણ ચિન્હો ઉપલબ્ધ નહોતા. એ ઉપરથી કૃષ્ણકાન્ત એવા નિર્ણય ઉપર આવી ગયો કે, "મરનાર અબળા ભલે ગમે તેવી સારા ઘરની સ્ત્રી હશે પરંતુ તેના આચરણો સારા હોય એ સંભવતુ નથી, તેની ચાલચલગત તદ્દન ખરાબ હશે અને તેથીજ તે રાત્રે પોતાનું ઘર છોડી પોતાની નીચ ઇચ્છા પુરી પાડવા અત્રે આવી હોવી જોઇએ. એટલે અહીં કાંતો તેનો જે યાર—પ્રેમપાત્ર પુરૂષ હશે તેનેજ હાથે તે બાળાનું ખૂન થવાનો પણ સંભવ છે, કેમકે જો એ સ્ત્રીની કોઇ બીજા પુરૂષ સાથે પ્રિતિ હેય અને તે પેલા પુરૂષના જાણવામાં આવી જાય તો તે પોતાનું વેર આ પ્રમાણે અવશ્ય વાળી આપે! અથવા તો મરનાર અબળાના સ્વામીનેજ પોતાની સ્ત્રીના કુકર્મોની ખબર પડતાં તે અહીં સુધી તેની સાથે આવી તેના અધર્માચરણને પોતાની આંખે જોઇ તેનું ખૂન કરી નાંખે એ પણ બનવાજોગ છે! અથવા આ સ્ત્રી જેને ચહાતી હોય તેનેજ ચહાનાર કોઈ બીજી રમણી પણ પોતાના સ્નેહમાં વિઘ્નરૂપ થનાર મરનાર સ્ત્રીનું ખૂન કરે એ સંભાવીત છે! પણ આ બધામાં છેલ્લી વાત બનવાનો ઘણો સંભવ નથી કારણ કે એક સ્ત્રી પિસ્તોલ વડે બીજી રમણીના પ્રાણ લે એ વાત મોટે ભાગે શકય નથી! આ પ્રમાણે તેની વિચારમાળા ચાલતી હતી એવામાં તેને પુનઃ બીજા વિચારો આવ્યા કે જો એ સ્ત્રી કોણ હશે તેની ખાતરી થઇ જશે તો પછી તેની ચાલચલગત કેવી હશે તેનો પણ પત્તો મળી જશે અને તેનો પત્તો મળતાં

તેનું ખૂન શા માટે થયું તે પણ જણાઇ આવશે એટલે સર્વથી પહેલાં એ રમણી કોણ છે તેજ શોધી કાઢવું પડશે! પરંતુ એ શોધી કાઢવું શી રીતે!"

આવા વિચાર આવતાંજ કૃષ્ણકાન્ત પોતાની બેઠક પરથી એકદમ ઉભો થઇ ગયો અને જે પોલિસ ઑફિસમાં તે રમણીના વસ્ત્રો રાખવામાં આવ્યા હતા. તે પોલિસ સ્ટેશન તરફ રવાના થયો તેણે ત્યાંથી પેલો રત્નહાર અને રક્તવર્ણિય સાડી પોતાને હસ્તગત કરી અને પછી સાડીને ખોળી નાંખી તે તેનું બારીક અવલોકન કરવા લાગ્યો. સાડી ખોલતાં ખોલતાં તેમાં એક કોર ઉપર "રામા-ગોવિંદ" એ શબ્દો લખેલાં કૃષ્ણકાન્તની દ્રષ્ટિએ પડ્યા. રામા ગોવિંદ એ કલકત્તાનો જાણીતો વણકર હતો. સખારામ વણકરના જેવું તેનું નામ આખા બંગાળામાં ગવાઇ રહ્યું હતું અને તેની પાસેથી મોટા મોટા જમીનદારો વસ્ત્રો ખરીદતા હતા. રામાગોવિંદનું ઘર કૃષ્ણકાન્તને શોધવું પડે એમ હતુંજ નહિ. કૃષ્ણકાન્ત તે નામ વાંચતાં તરતજ એક વિકટોરીઆ ભાડે કરી ગરૂદાસલેનમાં ગયો ગુરૂદાસલેનમાં રામાગોવિંદનો વિશાળ બંગલો આવેલો હતો. કૃષ્ણકાન્ત એકદમ કોઇની પણ રજા લીધા સિવાય એ બંગલામાં ઉપર ચાલ્યો ગયો. રામગોવિંદને પોતાને તો મરી ગયાને આજે ત્રણ વર્ષ થઇ ગયા હતા છતાં તેની સ્ત્રી ભાગિરથી અને તેનો પુત્ર આનંદબાબુ રેશમનું કારખાનું ચલાવતા હતા. કૃષ્ણકાન્તે ત્યાં જઇ આનંદબાબુ અને ભાગિરથીને બોલાવી પોતાની પાસે બેસાડયા અને તેમની સાથે કેટલીક ધંધાની વાતો શરૂ કરી. થોડી ઘણી આમ તેમની વાતો થઇ ગયા પછી ધીમે રહીને કૃષ્ણકાન્તે એક સાડી

પોતાની બેગમાંથી બહાર કાઢી ભાગિરથીની આગળ મૂકી અને તેને કહ્યું, "ભાગિરથીમા ! આ સાડી તમે બનાવી છે કે કોઇ બીજાની છે !"

ભાગિરથીએ સાડી પોતાના હાથમાં લીધી અને તેને બેત્રણવાર આમથી તેમ ફેરવી જોઇને કહ્યું, "કૃષ્ણકાન્ત ! આ સાડી તમે ક્યાંથી આણી ? એ તો મારીજ બનાવેલી સાડી છે, પણ તે તમારા જેવા ગૃહસ્થની સ્ત્રીને શોભાવી શકે એવી તો નથીજ. આપણા ગૃહસ્થના બૈરાંઓના વસ્ત્રો જરા જાડાં જોઇએ. આપણી સ્ત્રીઓની લાજ આપણે સાચવવી જોઇએ, તે આવા વસ્ત્રોથી સચવાતી નથી હો !"

"મા ! મારે આવી સાડી તો જોઇતીજ નથી પણ મારે તમોને પૂછવાનું છે તે એટલુંજ કે તમે આ સાડી કેટલા વરસ પર બનાવી હતી અને કોને માટે બનાવી હતી, એ મારે જાણવું છે !"

"ઓહોહો ! તે આજે કેવી રીતે કહી શકાય ! મારે હાથે તો દરરોજ કંઇ સેંકડો સાડીઓ લોકોને વહેંચાય છે, તેમાં આ સાડી અમૂકજ માણસને માટે બનાવી આપી હતી તે કહેવું મુશ્કેલ છે માત્ર મારે ત્યાંજ આ માલ બનેલો છે એટલી વાત હું સારી પેઠે જાણું છું !"

"પણ જે શ્રીમંત લોકો તમોને ખાસ પૈસા આપી સાડીઓ વણાવે છે તેની તો તમારા ચોપડામાં નોંધ રહેતીજ હશેને ! તે પરથી જો તમો જરા તરદી લો તો એ સાડી કોની છે તે તમને પરખાશે, વળી આ સાડીની કોરપર તમે તે કયા વર્ષમાં વણી છે

તેનો પણ નંબર નાંખેલો છે, તે પરથી તમે એ બાબત જલદી શોધી કાઢી શકશો !"

"હા એ વાત ખરી !" એટલું બોલી ભાગીરથી ઉઠી અને તેણે તે સાડી પરના નંબર પરથી જે વર્ષમાં તે સાડી વણાએલી હતી તે વર્ષના ચોપડા બહાર કાઢયા. તેને થોડીવાર આમતેમ ઉથલાવ્યા અને પછી કહ્યું, "ભાઇ, એ તો એક વેસ્યને બનાવવા આપેલી સાડી છે, એ તમારા હાથમાં કયાંથી આવી પડી ! તમેએ બહુ શોખીન માણસ દેખાઓ છો આ પરથી તો !"

"તમે જે વેસ્યાને એ સાડી આપી હોય તેનું નામ અને ઠેકાણું મારે જાણવું છે !"

"ઠેકાણું તો ચોકસ ખબર નથી પણ, ઘણે ભાગે તે ગોલ્ડન સરકલની આસપાસ કોઇ જગ્યાએ રહે છે એટલી વાત અમે જાણીએ છીએ. તેનું નામ કમલાબાઇ છે અને તે ગાવા બજાવવાનો ધંધો કરે છે તમે ગોલ્ડન સરકલમાં જઇ કમલાબાઇ વેશ્યાનું ઘર પૂછશો તો તમને ગમે તે માણસ પણ બતાવી દેશે કારણ કે તે ઘણીજ પ્રખ્યાત વેશ્યા છે !"

"પણ હવે તેને મળી શકાય એવું રહ્યુંજ નથી !"

"કેમ વારૂં ? કમલાબાઇ કોઇ સાથે ચાલી ગઇ છે કે શું ?"

"ના કોઇની સાથે તો નથી ચાલી ગઇ, પણ જયાં એક દીવસ આખા સંસારને જવાનું છે, જે સ્થળે પશુ પક્ષીઓ પણ શાશ્વત નિવાસ કરી રહે છે તે પરમ ધામમાં અખંડ વાસ કરવા તે ચાલી ગઇ છે !"

"હું કમલાબાઇ મરણ પામી છે! શી રીતે મરણ પામી, ક્યારે મરી ગઇ?" આશ્ચર્ય પામતી ભાગીરથી બોલી અને કૃષ્ણકાન્તની સામે જોઇ રહી તેના આ કુતુહલને કૃષ્ણકાન્ત જાણી ગયો અને તેણે કહ્યું, "ભાગીરથી મા! કમલાબાઇને માટે કાંઇ નવા જુની સાંભળી છે કે? કમલાબાઇ વેશ્યા કેવા પ્રકારની છે, તેની ઉમ્મર કેટલી છે! રૂપે રંગે કેવી છે! એ વિષે તમે કાંઇ જાણો છો?

"એક વેળા એવી હતી કે બંગાળી બુલબુલને નામે આખા ભારત વર્ષમાં તે પ્રખ્યાત હતી પરંતુ તેની યુવાનીનો અસ્ત થતાંજ તેના કંઠની મધુરતાનો પણ સર્વથા લેપ થઇ ગયો અને તે એક સાધારણ પ્રકારની વેશ્યાજ બની ગઇ હવે તો તે નાચગાન પણ કરતી નથી, પરંતુ એમ કહે છે કે થોડા દીવસ થયા તેણે કોઇ બંગાળી છોકરીને વેચાતી આણી છે, તેને તે હમણાં ગાયન વાદન કળા શીખવે છે ખરી?"

"ભાગીરથીમા! એ કમલાબાઇનું ગઇ કાલે રાતે ગોલ્ડન સરકસમાં ખૂન થયું છે! અને તે ખુનીને હાથે મરણ પામી છે." કૃષ્ણકાન્તે ઉત્તર આપ્યો.

"શું કમલાબાઇનું ખૂન થયું! ઓયમા! એ રાંડને કોણે મારી નાંખી! જોયું આ! જીંદગી ભર પાપ કરી કરીને પૈસો ભેગો કર્યો હતો, તે અંતે ભુડાંજ હાલે જવાનો! લોકો ખાઇ જવાના અને બધી માલ મિલ્કત રખડી જવાની!"

"જો આ ચણીયો કોનો છે! તે કાંઇ તારા પારખવામાં આવે છે વારૂં!" આમ કહેતાં કૃષ્ણકાન્તે પોતાની બેગમાંથી બીજો

એક ચણીયો બહાર કાઢયો અને તે ભાગીરથીમાના ખોળામાં નાંખ્યો, તેને જોતાંજ ભાગીરથી બોલી, "હાય! હાય! આતો એ કમલાબાઇનોજ ચણીયો છે! કાલેજ મારી પાસેથી તે ખરીદી લઇ ગઇ હતી, એટલામાં બિચારીનું કોણે ખૂન કરી નાંખ્યું! રામ! રામ!

"ના, હજી ખુની પકડાયો નથી એટલે કોણે ખુન કર્યું તે કેમ કહી શકાય! પણ આ સાડી કોની છે તે વાત માલમ પડી આવી છે હવે ખૂની પકડાતા વાર નથી લાગવાની! એ સાડી પહેરનાર જોડે કોને કોને શત્રુતા હતી તે શોધી કાઢીશ એટલે શત્રુ એની મેળે પકડાઇ જશે!"

"પણ કમલાબાઇ આ સાડી પોતેજ પહેરતી હતી તેનો પુરાવો શું છે? કદાચ તેણે કોઇ બીજી સ્ત્રીને પણ તે પહેરવા આપ્યો હોય અને તેનું ખુન થયું હોય તો પછી!"

"ચણીયો અને સાડી ખરીદનારનું ઠેકાણું મળી ગયું છે એટલે હવે ધીમે ધીમે બધી બાબતોનો ખૂલાસો થશે, તમે કહો છો તેવું હશે તો તે વાત પણ પકડાઇ જશે, હવે હું એજ કામમાં મંડયો છું. હું જાઉં છું હવે એ અંગાળી ભુલભુલને ત્યાં!"



# પ્રકરણ ૬ ઠું.

## શયતાની ચક્કર.

રાત્રીનો ભયાનક પ્રસંગ હતો. આકાશમાં જ્યાં ત્યાં શુન્યતાજ દૃષ્ટિએ પડતી હતી, નભાગણમાં પ્રદર્શી રહેલાં તારાઓનો પ્રકાશ વાદળાંઓને લીધે સાફ જણાતો નહોતો. નિશાચરી જન્ય શર્વરીચરેનો કોલાહલ કર્ણેન્દ્રિયને સંભળાતો હતો. પવનના સુસવાટા જોરશોરમાં આવતા હતા. એ વખતે બંગાળામાં આવેલી એક ઘોર અંધકારમયી ગુહામાં બે ચાર મનુષ્યો બેઠા બેઠા કોઇ ગંભીર વાતોનો વિચાર કરી રહ્યા હતા. તેમની આગળ દિવેલનો એક ન્હાનકડો દિવો બળતો હતો અને તેના પ્રકાશને લીધે તેઓ એકમેકની મુખમુદ્રા જોઇ શકતા હતા. થોડીકવાર એજ પ્રમાણે પસાર થતાં ત્યાં એક બીજો પુરૂષ દાખલ થયો અને તેણે ત્યાં બેઠેલી વ્યક્તિઓને ઉદ્દેશીને કહ્યું, "બસ, બધું કામ પાર પડે એવો માર્ગ હવે મેં શોધી કાઢયો છે. જાગીરદાર સાહેબ આવતી કાલે રાતે બારીસાલ જવાના છે, એ વખતે માર્ગમાંજ આપણે તેમનો ઘાટ ઘડી નાંખવો અને તેને બદલે મેં ઉભો કરેલો એક માણસ છે તેનેજ આપણે ખરા જાગીરદાર તરીકે ઠસાવી દેવો, બોલો આ વાત તમને બધાને ગમે છે ખરી!"

"અલબત! તમારી વાત સાચી છે પણ એ બનાવટી જાગીદાર ખરા જાગીરદાર તરીકે ચાલશે ખરો કે? તેની રીતભાત, બોલ ચાલ, વાણી વર્તણુક પરથી જો તે ખરો જાગીરદાર નથી એમ

પકડાઇ જશે તો તો તમે ઉલટા માર્યા જશો ! માટે રામલાલ! જે કામ કરો તે વિચાર કરીને કરજો !"

"એમ પકડાઇ જાઉં એટલો બધો હું કાચો માણસ નથી. મેં શોધી કાઢેલો માણસ જાગીરદારને એટલો બધો મળતો આવે છે કે ખુદ તમે પણ તેને જોતાંજ તે ખરો જાગીરદાર છે કે બનાવટી માણસ છે તે પારખી શકશો નહિ, તેમાં વળી આજે આઠ દસ દિવસ થયા જાગીરદાર કોઇ કારણથી ઘરની બહાર પણ નીકળ્યા નથી અને તેમનો ચહેરો એટલો બધો ફિક્કો પડી ગયો છે કે લોકોમાં આપણો પ્રપંચ ફુટી જવાનો જરાપણ ભય રહ્યો નથી. તેઓ હાલ બહાર નીકળતા પણ નથી અને હજી થોડો સમય બહાર નીકળવાના પણ નથી. તેટલા અવકાશમાં તો હું આપણા બનાવટી જાગીરદારને બધી વાતે હોંશિયાર બનાવી દઇશ અને આપણો પ્રપંચ જરાપણ ભય કે આંચ આવ્યા વિના સાંગોપાંગ પાર ઉતારી આપીશ !"

"પણ હુગલી સ્ટ્રીટમાં જાગીરદારનો ભાઇ ચંદ્રપાલ રહે છે તેનું શું કરશો ? તે તો ખરા જાગીરદારને ઓળખ્યા વિના જરાપણ રહેવાનો નથી !"

"ચંદ્રપાલને અને જાગીરદાર બનતું નથી એટલે તે કલકત્તે આવે એવો સંભવજ નથી, છતાં જો ચંદ્રપાલની આડખીલી જેવું મને જણાશે તો જે હાથે હું જાગીરદારને પુરો કરી નાંખવા માગું છું તેજ હાથે હું તેનું પણ કાસળ કાઢી નાંખીશ અને આપણો માર્ગ આગગાડીના પાટા જેવો સાફ બનાવી દઇશ ! જુઓ; જે માણસને હું રતિવલાસ જાગીરદાર તરીકે રજુ કરવા માગું છું તે માણસને હું અત્રે બોલાવા તમોને બતાવું છું, મને લાગે છે કે તમે પણ

તેને જોઇ અવશ્ય ભ્રમમાં પડશો ?" એમ કહી તે નવો આવનાર માણસ પાછો વળી તે ગુહાની બહાર આવ્યો અને ત્યાંથી એક મનુષ્યને સાથે લઇ પુનઃ તેણે એ ગુહામાં પ્રવેશ કર્યો. એ મનુષ્યની ઉંચાઇ પંજાબી મનુષ્યના જેવી ભવ્ય સુંદર અને ભયોત્પાદક હતી. તેની આંખો મોટી અને સ્વચ્છ હતી. કપાલ સાફ અને ભરાઉ હતું. શરીર કદ્દાવર હતું અને માથે ભુરા આસમાની રંગના વાળ હતા. તેને જોતાંજ ત્યાં બેઠેલા માણુસો આશ્ચર્યમાં પડી ગયા. કલકત્તાની પાસે આવેલા રાયબરેલી ગામના જાગીરદાર રતિવિલાસ જોડે તે યુવકનું શરીર એટલું તો મળતું આવતું હતું કે ગમે તેવો દક્ષ માણુસ પણ આ યુવકને જોઇ તે રતિવિલાસજ છે એમ ભુલાવામાં પડે એવો સંભવ હતો. બધાં માણુસો તે યુવકને જોતાંજ આશ્ચર્યથી તેના મુખ સામે અવલોકવા લાગ્યા, એટલામાં રામલાલે કહ્યું, "બસ, હવે એમ અવલોકતાં અહીં બેસી રહેવાનો વખત નથી ! આજની રાત તો હમણાં પસાર થઇ જશે અને દિવસ તો આપણો દુશ્મન છે માટે જલદી ઉઠી તૈયારી કરો. હું બરાબર જાગીરદારને લઇ રાત્રે બાર વાગે હુગલીના ડાબા કિનારાપર આવેલી કૃષ્ણભુવન હોટલમાં આવી રહીશ ! તમારાથી જો બને તો ખરા જાગીરદારનું ત્યાંજ ખૂન કરી નાંખી પછી તેને ઉપાડી જજો અને તેમ ન થાય તો એને જીવતોને જીવતોજ અહીં લઇ આવજો, બોલો શું કરવું ઠીક પડશે!"

"રામલાલ ! કૃષ્ણભુવન હોટલમાંથી જે ગુપ્ત માર્ગ આપણે બનાવેલો છે તે તમે જાણો છો, એ ગુપ્ત દ્વારમાં ફસાવીને રતિવિલાસને જીવતોને જીવતોજ પ્રથમ તો આપણે આ ગુફામાં લઇ આવીશું પછી તેનું જે યોગ્ય લાગશે તે થઇ રહેશે !"

"ઠીક છે, ત્યારે અત્યારે તો હું જાઉં છું !" રામલાલે ઉત્તર આપ્યો અને તે સાથેજ પોતાની સાથે આણેલા પેલા માણસને ઉદ્દેશીને તેણે કહ્યું, રતિપાલ ! "આજની રાત તમે આ ગુફામાંજ પુરી કરી નાંખજો, પછી જે કરવું હશે તે કાલે થઇ રહેશે !" આટલા શબ્દોનો ઉચ્ચાર કરી રામલાલ આવ્યો હતો તેના કરતા પણ બમણી ઝડપે પાછો ચાલ્યો ગયો.

કલકત્તાની પાસે રાયબરેલી નામનું એક મોટું ગામડું આવેલું છે. રતિવિલાસના પુર્વજોને ઘણા વર્ષોથી એ ગામ જાગીર તરીકે આપવામાં આવ્યું હતું. રાયબરેલીના છેલ્લા જાગીરદાર શરદબાબુને કાંઇ પણ છોકરા નહોતા. તેમણે સંતાનોત્પત્તિ થવા માટે ત્રણવાર લગ્નો કર્યા હતા, પણ દુર્ભાગ્યે તે બધી રમણીઓનો અપુત્રાવસ્થામાંજ દેહાંત થયો હતો. ત્રણેપત્નિઓનો અંત થવાથી બાબુજીએ ચોથીવારના લગ્ન કર્યાં. એ લગનથી તેમને ચંદ્રપાલ નામનો છોકરો થયો હતો. પરંતુ કેટલેક દહાડે શરદબાબુને પોતાની પત્નિના ચારિત્ર પર વ્હેમ જવાથી તેમણે ચંદ્રપાલનો બધો હક પોતાની જાગીરપરથી રદ કરી નાંખ્યો હતો અને પોતે રાયબરેલીથી ઘર ઉઠાવી નાંખી કલકત્તામાં આવીનેજ રહ્યા હતા. શરદબાબુની ઉંમર આ વખતે આસરે પંચોતેર વર્ષની હતી. તેમની વૃદ્ધાવસ્થામાં તેમના એક મિત્રે તેમની ઘણીજ સારી સેવા બજાવી હતી અને એ સેવાના બદલામાં શરદકુમારે પોતાના એ મિત્રના પુત્રને દત્તક લઇ પોતાની મિલ્કતનો ઉત્તરાધિકારી તેનેજ બનાવવાનો વિચાર કર્યો હતો. શરદ બાબુનો એ મિત્ર સીતાગંજમાં રહેતો હતો. જ્યારે શરદકુમારની પ્રકૃતિ એકદમ બગડી પડી ત્યારે તેમણે પોતાના મિત્રના પુત્રને સીતાગંજથી

તરતજ બોલાવી લીધો અને તેનેજ દત્તક લઇ પોતાની મિલ્કતનો ઉત્તરાધિકારી ઠરાવી દીધો હતો તથા પોતાની પુત્રી ચંદ્રિકા પણ તેનાજ હસ્તમાં સોંપી દીધી હતી. આ વાતને બે ત્રણ દીવસ થયા કેડે શરદકુમારનો સ્વર્ગવાસ થયો અને તે દીવસથી તે દત્તકપુત્ર રતિવિલાસ જાગીરદાર પોતેજ આખી જાગીરનો વહીવટ કરતા હતા. રામલાલ એ તેમનો નોકર હતો અને તે ચોવિસે કલાક રતિવિલાસની સેવામાં હાજર રહી શેઠનો ખરેખરો વિશ્વાસુ સેવક હોવાનો ડોળ રાખતો હતો. તે ઉપરથી તો રતિવિલાસનો નોકર હતો પણ અંદરખાને બંગાળાની એક મોટી લુટારૂ ટોળીનો ભાગીદાર હતો. રતિવિલાસની બારીસાલમાં પણ બે ત્રણ લાખ રૂપીઆની મિલ્કત હતી અને તેથી તે આવતી કાલે ત્યાં જવા માટે અત્યારે તૈયારી કરી રહ્યો હતો !

તે રાત પુરી થઇ ગઇ. બીજો દીવસ થયો, વિશ્વનું ચક્ર રોજની માફક ફરવા લાગ્યું, અંતે પુનઃ જગત રજનીના ઘોર અંધકારમાં વ્યાપ્ત બની ગયું. રાત્રીનો બાર વાગ્યાનો સમય થયો અને રતિવિલાસ તથા રામલાલ બંન્ને એક મોટારમાં બેશી હુગલી સ્ટેશન તરફ રવાના થયા. આ વખતે સવા બાર થયા હતા. ગાડી આવવાને હજી એક કલાકની વાર હોવાથી રતિવિલાસ ચહા પીવાને માટે કૃષ્ણભુવન હોટલમાં જવાને તૈયાર થયો. રામલાલ પણ આ સમયે તેની સાથે હતો. રતિવિલાસ બે ચાર વખતે આ હોટલમાં આવી ગયો હોવાથી તેને આ હોટલ બિલકુલ અપરિચીત નહોતી ! તે એક ખુરસી પર જઇને બેઠો અને તેણે રામલાલને બે કપ ચહાના મંગાવવાની આજ્ઞા આપી ! પરંતુ ચહાના કપ આવે તે પહેલાંજ ત્યાં

એક જબરો ધડાકો થયો, તે ધડાકો થતાંની સાથેજ ત્યાંના બધા ઇલેકટ્રીક દીવા હોલવાઇ ગયા. રતિવિલાસ ઉપર બે ચાર માણસો આમગ્ર તુટી પડયા અને તેના હાથ પગ બાંધી તેને કોઇ અજ્ઞાત માર્ગે ઉપાડી ગયા !

ક્ષણવાર પછી હોટલમાં પાછી લાઇટ થઇ ગઇ અને પૂર્વવત સઘળો વહેવાર ચાલવા લાગ્યો. રતિવિલાસને ત્યાંથી ઉપાડી રામલાલની અંધારી ગુફામાં લાવ્યા અને તેના હાથમાં બેડી પહેરાવી તેને ચાર દીવસ કેદ રાખવામાં આવ્યો, તે પછી ત્યાંથી તેને એક બીજી ગુફામાં લઇ જઇ ત્યાં એક અંધારી ઓરડીમાં બંદીવાન તરીકે પુરી દીધો !

આ ઓરડી જે ગુફામાં આવી હતી તે ગુફા હુગલી નદીના સામા કીનારે આવેલા એક ઉંચા ટેકરા પર કાળા પાષાણુથી બાંધેલી હતી અને તે ઉપર એક મોટી મસિદ બાંધવામાં આવી હતી, તે મસિદ સાથેજ બે ચાર ઓરડીઓ બાંધેલી હતી અને એજ એક ઓરડીમાં રતિવિલાસને કેદ પુરવામાં આવ્યો હતો. બીજે દીવસે બદમાસોએ તેના હાથ પગમાંની બેડીઓ કાઢી લીધી અને તેના ઓરડામાં જવા આવવાનું બારણું પાકી ઇંટોથી ચણી લઇ બંધ કરી દીધું. આ શયતાનોના ચક્કરમાંથી હવે કેવી રીતે મુક્ત થવું તેની રતિવિલાસને કાંઇજ સમજ પડતી નહોતી. તેને દરરોજનો મળતો ખોરાક પણ બંધ થઇ ગયો. અને તે ભુખમરાથી આવતા દુઃખદ મૃત્યુને આદરમાન દેવાને સજ્જ બની ઉભો રહ્યો ! દીવસે દીવસે તેની કાયા સુકાતી ગઇ. જીવ આંખોમાં આવી ગયો અને તેના શરીરની સર્વ શકિત જાણે લય પામી ગઇ હોય તેમ જણાવા લાગ્યું.

# પ્રકરણ ૭ મું.

## હું જ કમળાબાઇ છું.

કૃષ્ણકાન્ત રામાગોવિંદને ઘેરથી ઉઠીને પોતાને ઘેર ન જતાં ગોલ્ડન સરકલ આગળજ ગયો. ગોલ્ડન સરકલ પાસે કમલાબાઇનું ઘર સઘળા આબાલવૃદ્ધોને માહિત હતું, કારણ કે તે કલકત્તાની એક સુપ્રસિદ્ધ ગુણિકા હતી તે ઉપરાંત તેણે પોતાની ઉત્તર વયમાં પરોપકારમાં ઘણા પૈસા વાપરવા માંડયા હતા. આથી તેને કલકત્તાના બધાંજ સ્ત્રી પુરુષો ઓળખતા હતા, છતાં કૃષ્ણકાન્તને તેના ઘરની માહિતી નહોતી કારણ તે બારિસાલનો વતની હતો. કૃષ્ણકાન્તે ગોલ્ડન સરકલમાં જઇ કમલાબાઇના ઘરની શોધ કરવા માંડી, એટલામાં તેને એક વૃધ્ધ પુરૂષ એક મોટા વિશાળ બંગલામાંથી નીકળી બજાર તરફ જતો માલમ પડયો. કૃષ્ણકાન્ત તરતજ તે પુરૂષની પાછળ દોડયો અને તેને ઉભો રાખીને પૂછ્યું, "ભાઇ! કમલાબાઇ ગુણિકાનું ઘર આટલામાં છે તે કયાં છે વરૂ?"

"એજ સામેનું ઘર. હું જે ઘરમાંથી બહાર નીકળ્યો તેજ ઘર કમલાબાઇનું છે, કેમ તમોને તેનું શું કામ છે, કયાંથી આવો છો?" પેલા વૃધ્ધ પુરૂષે આશ્ચર્યથી કૃષ્ણકાન્તના મુખનું અવલોકન કરતા ઉત્તર આપ્યો

"હું બારિસાલથી આવું છું, મારે કમલાબાઇનેજ ખાસ મળવું છે. તેઓ હમણાં ઘરમાં મળશે કે કોઇ સ્થળે ગયા છે.!" કૃષ્ણકાન્તે પ્રશ્ન કર્યો.

"ના, કમલાબાઈ પોતાનું ઘર છોડીને બહાર જતાંજ નથી કારણ કે હવે તેમની પ્રકૃતિ ચાલતી ન હોવાથી બહાર જવાનું તેમનું બધું કામ કીશોરી કરે છે! છતાં પણ તે આજે તમને મળશે નહિ, તેઓ ચાર દીવસ થયા દવા લેવાને માટેજ બહાર ગામ ગયા છે પરંતુ કીશોરી અહીં છે તે તમને મળશે!"

"કીશોરી કોણ છે?" કૃષ્ણકાન્તે તે વૃદ્ધ પાસેથી બધી વાતો જાણી લેવાના ઉદ્દેશથી કહ્યું.

"કીશોરી કોઇ જમીનદાર બંગાળી ગૃહસ્થની છોકરી હોય તેમ લાગે છે ખરી, પણ અહીં તો તેને અરવિંદબાબુ નામના પુરૂષે ઉડાવી આણીને રાખી છે એ કીશોરી ગાના બજાવવાના કાર્યમાં નિષ્ણાત થઇ ગઇ છે અને હવે તેજ બધું કાર્ય કરે છે."

"ત્યારે તમો બજારે જવાનું માંડી વાળો અને ઉપર જઇ તમારાં શેઠાણીને ખબર આપો કે કૃષ્ણકાન્ત ડિટેક્ટીવ તમોને મળવા માંગે છે!" કૃષ્ણકાન્તે પોતાની ઓળખ આપતા એક વિઝિટીંગ કાર્ડ કાઢી તે વૃધ્ધના હસ્તમાં મુકયો. ડિટેકટીવ એ નામ સાંભળતાંજ તે ડોસો ચમકયો અને તે કૃષ્ણકાન્તના મુખ તરફ આશ્ચર્યથી અવલોકવા લાગ્યો, ક્ષણવાર તેણે કૃષ્ણકાન્તને બે ચાર વાર ધારી ધારીને અવલોકયો અને પછી કહ્યું, "ચાલો સાહેબ, ત્યારે મારી સાથેજ ચાલો; હું તમોને ઉપર લઇ જાઉં છું!"

"ચાલો!" કૃષ્ણકાન્તે ઉત્તર આપ્યો અને તે પેલા ડોસાની સાથે એક વિશાળ મહાલયમાં દાખલ થયો. આ ઓરડાની અલૌકિક શોભા નિહાળતાંજ તે આશ્ચર્યમાં પડી ગયો જે ઓરડામાં તે દાખલ થયો તે ઓરડો ઘણોજ વિશાલ હતો અને તેની ચારે-

મેરની દિવાલો પર કૃષ્ણ ભગવાનની રાસલીલાના ભાવવાહી ચિત્રો ચિતરેલા હતા. તે ઓરડામાં આવવાનું બહારથી જે બારણું હતું તે બારણાની સામેજ દિવાલ પર પગથી તે માથા પર્યન્ત અવલોકી શકાય એવો મોટો આરસો મુકયો હતો અને એક બાજુએ હારમોનીયમની પેટી રાખેલી દ્રષ્ટિગોચર થતી હતી પેટીની સામે એક સુંદર પલંગ મુકેલો હતો અને તેની પાસે એક મનોહર ટેબલ ગોઠવી તે પર ફોનોગ્રાફ મુકેલું હતું. કૃષ્ણકાન્તે ત્યાં પેસતાજ કલ્પના કરી કે બારી પાસે જે સુંદર હારમોનીયમ ગોઠવેલું છે ત્યાં બેસીને કિશોરી ગાતી હશે અને સામેના પલંગ પર સુતા સુતા અશોકબાબુ તેનો આ સ્વાદ લેતા હોવા જોઇએ. પેલા વૃદ્ધની સૂચનાથી કૃષ્ણકાન્ત ત્યાં એક ખુરસીપર બેઠો અને કિશોરીની ત્યાં આવવાની પ્રતિક્ષા કરવા લાગ્યો. તે વૃદ્ધ પુરૂષ કૃષ્ણકાન્તને ત્યાં બેસાડી ઘરમાં ગયો અને કમલાબાઇની દાસીને ઉદ્દેશીને તેણે કહ્યું કે, "કિશોરીને કોઇ બારીસ્ટરના ગૃહસ્થ મળવા માંગે છે, માટે તેમને બહાર મોકલો !"

જે વખતે ગૃહના અંદરના ભાગમાં આ વાતચિત ચાલતી હતી તે સમયે કૃષ્ણકાન્ત બહાર દિવાનખાનામાં આમ તેમ બધે પોતાની બારીક દ્રષ્ટિ નાખી કાંઇ અવલોકવાનો પ્રયત્ન કરતો હતો, એટલામાં તેની દ્રષ્ટિ અચાનક હારમોનીયમની પાસે મુકેલી એક સુંદર પેટી ઉપર પડી. તરતજ તે એ પેટીની પાસે ગયો અને તેણે તે બોકસ ઉઘાડી નાખ્યો પ્રસ્તુત પેટીના અંદરથી બે ભાગ પાડવામાં આવેલા કૃષ્ણકાન્તની દ્રષ્ટિએ પડયા, તેણે તે બન્ને ખંડ ઉઘાડયા, તેવોજ તે ચમકયો, એક ખંડમાં એક લોખંડની છરી હતી અને બીજામાં નાની રિવોલ્વર હતી. લોખંડની છરી ચળકાટથી દેદિપ્યમાન

થઇ રહી હતી, છતાં તેની ધાર તદ્દન કટાઇ ગએલી હતી. આથી કૃષ્ણકાન્ત તેને બારી આગળ પ્રકાશમાં લઇ ગયો અને નિહાળવા લાગ્યો. પ્રકાશના કિરણોમાં તે છરી ધરતાં તેને સાફ જણાઇ આવ્યું કે પ્રસ્તુત છરી કટાઇ ગએલી નહોતી પણ તેને કોઇ ભયંકર પ્રકારનું ઝેર પાવામાં આવેલું હતું એટલે એ છરીથી માણસના શરીરમાં જરાપણ જખમ થતાં તે નિર્ભાગી પ્રાણી તરતજ આ સંસારમાંથી પલાયન કરવાની તૈયારી કરી દેતું. તેણે તે છરીને એક કાગળમાં લપેટી દીધી અને તે કાગળ ખિસામાંથી પાકીટ કાઢી તેમાં મુકી દીધો. અને ત્યાંથી જઇને ખૂરસી પર શાંત ચિત્તે બેસી એ છરીના સંબંધમાં વિચાર કરવા લગ્યો; એવામાં એક સ્ત્રી ત્યાં આવીને ઉપસ્થિત થઇ. કૃષ્ણકાન્ત તેને અવલોકતાંજ આશ્ચર્ય પામ્યો, કારણ કે તે અબળાનું સ્વરૂપ કાંઇ એટલું બધું આકર્ષક કે મનોહર નહોતું. તેનો રંગ શ્યામળો હતો અને આંખો ભરાઉ તથા તેજદાર હતી. શરીર આખું અલંકારોથી ભરેલું હતું અને જમણા હાથ પર તેણે બહુ મુલ્ય શાલની ઘડી નાંખી હતી. કીશોરીના રૂપની પ્રસંશા કૃષ્ણકાન્તે સાંભળી હતી તેથી એજ સ્ત્રી કીશોરી હશે એવો તો તેને જરાપણ સંદેહ પડ્યો નાહ. કૃષ્ણકાન્ત એ વેશ્યા સાથે શી રીતે વાતો રવી તે સંબંધમાં વિચાર કરતો હતો, એવામાંજ તેજ અબળાએ તેને પ્રશ્ન કર્યો, “ તમે શું કીશોરી બાળાને મળવા આવ્યા છો ! ”

“ હા, મારે કીશોરી બાળા સાથે કેટલીક ખાનગી વાતચિત કરવી છે, કીશોરી બાળા તે તમે પોતેજ છો કે કોઇ બીજી રમણીનું તે નામ છે વારૂં ? ”

"નહિજ, મારૂં નામ તો કીશોરી બાળા નથી પણ તમારે જે સંદેશો તેને કહેવો હોય તે કહી જાઓ, તેમાં મને કશો પણ વાંધો નથી. હું તે તમારો સંદેશો કીશોરીબાળાને પહોંચાડી દઇશ!"

"નહિ, તેને કાંઇ સંદેશો કહેવા જેવું મારે કશું પણ કામજ નથી પરંતુ મારે તેને પ્રત્યક્ષ મળવુંજ છે!"

"હમણાં તમો કીશોરી બાળાને મળી શકશો નહિ! તે રમણીએ ઉત્તર આપ્યો અને જરા વાર રહી પુનઃ બોલી, "તમો વારૂં કયાંથી પધારો છો અત્રે?"

આ પ્રશ્ન સાંભળતાંજ કૃષ્ણકાન્ત જરા વિચારમાં પડયો અને પોતાના હૃદય સાથે કાંઇ નિશ્ચય કરી લઇ તેણે ઉત્તર આપ્યો, "હું અરવિંદબાબુનો એક ગુપ્ત સંદેશો લઇ આવ્યો છું અને તે સંબંધે મારે તેનીજ સાથે વાતચિત કરવી છે!"

આ ઉત્તર સાંભળતાંજ તે પ્રૌઢા એકદમ હસી પડી અને બોલી "વાહજી; વાહ આવી ડગબાજી મારી પાસે નહિ ચાલે હોં! એ વિદ્યા વડે બંગાળાના લોકોને તમે ગાંડા કરી મુકયા હોય તેમ કાંઇ હું ગાંડી થવાની નથી, તમે તો કોઇ પાકા ઉઠાવગીર જણાઓ છો ને શું!"

"કેમ અરવિંદબાબુનો સંદેશો લઇ આવ્યો તેમાં ઉઠાવગીર શાનો!"

"ઉઠાવગીર નહિ ત્યારે બીજું શું વળી? તમે જેની પાસેથી અત્રે આવવાની અને જેને મળવાની વાત કરો છો તે કિશોરી બાલાને લઇ અરવિંદબાબુ આજ કેટલા દિવસ થયા ચિતાગોંગ ગયા છે, પછી તમે ઉઠાવગીર નથી તો સાચા છો એ મને બતાવી આપો ત્યારે!"

આ વિલક્ષણ ઉત્તર સાંભળી કૃષ્ણકાન્ત અપાર આશ્ચર્યમાં પડી ગયો અને તેણે પોતાની વાત ફેરવી નાંખવાના ઉદ્દેશથી કહ્યું, "કાંઇ દુનીયામાં શું બને છે તે જાણો છો ખરાકે એમને એમજ લોકોને ગાળ આપવાનો ધંધો કરો છો? અરવિંદ હમણાંજ મને સ્ટેશન પર મળ્યો હતો અને તેણેજ મને અહીં મોકલ્યો છે!"

"તદ્દન ખોટી વાત! અરવિંદ તમોને મળે એ બનવાજોગ નથી, અને દુનીયામાં શું બને છે તેની તપાસ રાખવાની પણ મારે જરૂર નથી કારણ કે તમોને દુનીયાની ખબર મેળવવી હોય તો હુગલી બજારમાં જાઓ!"

"પણ તમારી પાસેજ થોડી માહિતી મેળવવી છે!"

'હું તમોને કોઇપણ પ્રકારની માહિતી આપી શકું એમ નથી!"

"તમો જાણો છો હું કોણ છુ તે? હું બારીસાલનો ડિટેકટીવ કૃષ્ણકાન્ત છું, અને એક કેસમાં કેટલીક તપાસ કરવા માટે મારે અહીં આવવું પડયું છે તમો મને કમલાબાઇ વિશે કાંઇ માહિતી આપી શકશો?"

"હા, બોલો એ વાત સઘળી હું જાણું છું. તમોને કમલાબાઇના સંબંધીની કઇ વાત જાણવી છે!"

"ગઇકાલે રાતે એ કમલાબાઇનું ગોલ્ડન સરકલમાં ખુન થયું છે"

"તદ્દન ખોટી વાત, એ બનવાજોગ નથી! મને લાગે છે તમારી કાંઇ ભુલ થઇ છે!" તે બાળાએ ઉત્તર આપ્યો.

"મારી પાસે પુરાવો છે!" કૃષ્ણકાન્ત બોલ્યો, અને તેણે પોતાની પાસેથી પેલી સાડી અને ચણીયો તે રમણીને કાઢી આપતાં કહ્યું, "જુઓ આ સાડી અને ચણીયો કમલાબાઇનોજ છેને!"

સાડી અને ચણીયો જોતાંજ તે રમણીના શરીરમાં જાણે કંપ પેસી ગયો, તેની આંખોમાં અશ્રુઓ આવી ગયા ગળું સુકાઇ ગયું, અને તે મંદ સાદે બોલી, "હાય! હાય! આ ચણીયો અને સાડી તમોને કોણે આપ્યા! તે તમે ક્યાંથી લઇ આવ્યા!"

"ગઇકાલે ગોલ્ડન સરકલમા મળી આવેલા શબને આ વસ્ત્રથી આચ્છાદિત બનાવવામાં આવ્યું હતું. તે હું તપાસ માટે લઈ આવ્યો છું!"

"બહુ વિચિત્ર વાત છે, તમારા શબ્દો સાચા માનવા કે જુઠાં, તે માટે મને શંકા પેદા થાય છે.

"હું બિલકુલ સાચું બોલું છું. વાત ખરેખરજ વિચિત્ર છે, પણ તેમાં મારે અન્યાય કરવાનું પ્રયોજન શું! મેં પુરતી તપાસ કરી છે અને તે પરથીજ હું કહું છું કે કમલાબાઇનું ખૂન થયું છે!"

"નહિ ભાઇ! તમારા કરતા આ બાબતમાં હુંજ વધારે સાચી છું એની મને શ્રદ્ધા છે. કમલાબાઇનું આયુષ્ય હજી તો ઘણું વધારે છે એ ચોકકસ છે!"

આ સાંભળતાંજ કૃષ્ણકાન્ત પણ વિચારમાં પડી ગયો તેણે કહ્યું:— "તમે આમ શા પરથી કહો છો? તમારા ઘરનો એક વૃદ્ધ નોકર મને સાફ કહે છે કે કમલાબાઇ આજ ચાર દીવસ થયા બહાર ગામ ગયા છે. તે પાછા ફરતા કદાચ તેમનું ગઇ કાલે ગોલ્ડન સરકલમાં ખૂન થાય એ તદન બનવા યોગ્ય વાત છે!"

"કમલાબાઇના વૃદ્ધ નોકરે તમને કહેલી વાત જુઠી નથી એ ખરું; પણ કમલાબાઇ તો આજ સહવાર સુધી કલકત્તામાં આવીજ નહોતી, તે હમણાંજ કલકત્તા લોકલમાં અત્રે આવી, અને જેવી તે આ બંગલામાં

આવી તેવાજ તમો ફીશારીને મળવા આવ્યો છે એવા સમાચાર તેની દાસીએ તેને આપ્યા. હજી પેલા વૃદ્ધ પુરૂષને કે ઘરના બીજા નોકરોને પણ એ વાતની ખબર નથી કે કમલાબાઇ અહીં છે કે બહાર ગામ છે તે! શેઠ! એ કલકત્તા લોકલમાં આવનારી અબળા તે હું પોતેજ કમલાબાઇ છું!" તે સ્ત્રી જરા યૌવનમાં વ્યભિચારી યુવકોને લોભાવવા પોતાના શરીરને વિક્ષેપ કરતી હતી તેવી છટાથી બોલી!

"હું પોતેજ કમલાબાઇ છું!" એ શબ્દ સાંભળતાંજ કૃષ્ણકાન્ત આશ્ચર્યમાં પડી ગયો અને તે પેલી રમણીના મુખ મંડળ સામે ફરી ફરી જોવા લાગ્યો!

---

## પ્રકરણ ૮ સું.

---

### બિચારી ભદ્રશ્યામા.

આકાશ નિર્મળ હતું. પ્રભાતકાળના મંદમંદ સૂર્યકિરણો દૃષ્ટિએ પડતા હતા અને નવવિકસીત પુષ્પો જેમ લતા–વૃક્ષોપર વિહાર કરે છે તેમ ધરાના પૃષ્ટ ભાગપર આનંદ કરી રહ્યા હતા. હુગલી નદીનો શાંત પ્રવાહ કાંઇક વધારે ગતિમાન હતો, તેના પશ્ચિમ તિર ઉપર એક વિશાળ ટેકરી આવેલી હતી અને તે ટેકરી પર એક મસજીદ હતી. મસજીદનો આગલો ભાગ ધોળા આરસપહાણનો બાંધેલો હતો અને અંદરના ભાગમાં શુદ્ધ પશ્ચિમ પદ્ધત્તિના નળિયાં–ટાઇલ સજ્જ કરેલાં હતાં. ત્યાં એક બાજુએ મોટી દરગાહ હતી, અને એક ફકીર તેની

પાસે બેસી આંખો મિંચી જાણે અલ્લા સાથે વાતચિત ચલાવી રહ્યો હોયની તેવી ચેષ્ટા કરતો હતો, એ મસીદની ચારે બાજુએ વૃક્ષવલ્લરીઓનો વિસ્તાર હતો અને તેથી ત્યાંની શોભામાં અવર્ણનિય વૃદ્ધિ થએલી અવલોકાતી હતી, એટલામાં તે દરગાહ પાસે એક વીસેક વર્ષના તરૂણ યુવાને આવી પેલા ફકીરને ઉદ્દેશીને કહ્યું "ભાઇ ચંદ્રપાલ શેઠ આવે છે, ધ્યાનમાં રાખો !"

"ફઝુલ અલ્લાહ ! આવવા દો હું તૈયાર છું !" તે ફકીરે જવાબ આપ્યો. એટલામાં શરીરે સુદૃઢ અને બળવાન લાગતો એક પુરૂષ ત્યાં દાખલ થયો અને પેલા ફકીરને પ્રણામ કરી તેની સામે બેઠો. ચંદ્રપાલને જોતાજ પેલા ફકીરના દિનીજોશનો પારો વધી ગયો અને તે જોરથી ધુણવા લાગ્યો. ધુણતા ધુણતા જ્યારે તેના ગાત્રો બરાબર ઢીલા થયા ત્યારે તે જરા શાંત થયો પરંતુ તે શાંતિને પોતાના મુખ કમલપર પ્રસ્થાપિત કરતાં પહેલાંજ તેણે ચંદ્રપાલને પુછ્યું. "ચંદ્રપાલ ! તમારા ઉપર અત્યારે એક મોટું સંકટ આવી પડેલું છે અને તે માટે તમે અહીં મારી પાસે આવ્યા છો એ ખરૂંને !"

"હા સાહેબ ! હું અત્યારે મહા દુઃખમાં આવી પડેલો છું અને તેમાંથી મૂક્ત શી રીતે થઇ શકું તે પુછવા માટેજ શ્રમ લઇ આપના ચર્ણો સુધી આવ્યો છું !" ચંદ્રપાલે જવાબ આપ્યો. ચંદ્રપાલ એક સુશિક્ષીત યુવાન હતો છતાં તેને શશૈવાવસ્થાથી પીર ફકીરો ઉપર ઘણીજ શ્રદ્ધા બેસી ગઇ હતી. તેમાં આ મસીદના ફકીરની કિર્તી ચંદ્રપાલને કાને ઘણી વેળાએ ગઇ હતી અને તેથીજ તે ફકીરના વચનો પર વિશ્વાસ રાખી સુખનો જીવ દુઃખમાં નાંખવા

આ નર્કધામમાં આવી પડયો હતો. જરા વાર રહી પુનઃ તેને પેલા ફકીરે કહ્યું, "ચંદ્રપાલ ! તમે તમારા પિતાના દત્તકપુત્ર રતિવિલાસ પાસે તેની મિલ્કતનો કબજો મેળવવા ફરિયાદ માંડી છે એ વાત ખરી છેને !"

"હાજી, એ વાત ખરી છે કારણ કે રતિવિલાસ પાસે અત્યારે જે જે મિલ્કત છે તે ખરી રીતે જોતા બધી મારી પોતાનીજ છે એટલે તે પાછી લેવાનો મારો અધિકાર પણ છે !"

"પણ હું તમોને કહું છું કે જો તમે તમારૂં ભલું ઇચ્છતા હો તો તમારા કેસનું બધું કામ તમારા વકીલને સોંપી તમે નેપાળ ચાલ્યા જાઓ અને કેસનું પરિણામ આવે ત્યાં સુધી ત્યાંજ રહો એ વધારે સારૂં છે કારણ કે અહીં રહેવાથી તમારા જીવપર જોખમ આવવાનો મોટો સંભવ છે !"

"છતાં મારાથી મારો કેસ છોડીને જઇ શકાય એવું નથી કારણ કે અત્યારે મારી પાસે પૈસાની ઘણી તાણ છે અને આવો કેસ લડવાને જોઇતી રકમ મારી પાસેથી નીકળે એવું નથી, માટે મારે પહેલાં એક વખતે રતિવિલાસને ખાનગીમાં મળી તેની સાથે કાંઇ નિકાલ થાય તેનો પ્રયત્ન કરી જોવો છે !"

"એ પ્રયત્ન કરતા તમારા પર મોટી આફત આવી પડશે અને તમારો જીવ પણ આ દેહને છોડીને ચાલ્યો જશે એવું અને સાફ લાગે છે !"

"એમ તમે શા પરથી કહો છો !"

"ઉસ્તાદની વિદ્યા એવું બોલે છે !"

"પણ તેવું કર્યા સિવાય મારો બીજો ઉપાય નથી અને તેથીજ હું આપને પૂછવા આવ્યો છું કે રતિવિલાસ પરનો મારો કેસ જીતાશે કે કેમ અને તે કેસ જીતતાં મારાપર કેટલા સંકટ આવી પડશે !"

"તમે મારૂં વચન નથી માનતા એટલે તમારા ઉપર પાંચ સંકટો આવી પડશે ! એક પૂર્વ દિશાથી, બીજું પશ્ચિમ દિશાથી, ત્રીજું ઉત્તરથી અને ચોથું દક્ષિણ દિશાથી આવશે. તથા પાંચમું સંકટ તે હું પોતેજ !" એમ કહી તે ફકીરે ચંદ્રપાલને એક જોરથી ધક્કો માર્યો તે સાથેજ ચારે દિશામાંથી ચાર માણસો દોડી આવ્યા અને તેમણે ચંદ્રપાલને બાંધી લીધો. પાંચે દિશાથી આવેલા આ પાંચ ભયંકર સંકટે ચંદ્રપાલનું સત્યાનાશ વાળી નાખ્યું ! અલ્પ ક્ષણોમાંજ તે પાંચે બદમાસો અને ચંદ્રપાલ કોઇ અજ્ઞાત સ્થળે અદ્રશ્ય બની ગયા અને મસીદમાં ઘોર નિર્જનતા વ્યાપ્તમાન થઇ રહી ! થોડીવાર પછી પુનઃ ત્યાં દિપકનો પ્રકાશ પડયો અને તે સાથેજ ત્યાંથી મોઢે બુકાની બાંધેલા ત્રણ માણસો બહાર આવ્યા અલ્પસમય રહી તેમની પાછળ એક બીજો ગૃહસ્થ માણસ પણ બહાર આવ્યો. અને તેઓ ચંદ્રપાલના ગૃહને માર્ગે વળ્યા. હુગલી બજારમાં કસાઇવ સ્ટ્રીટમાં ચંદ્રપાલનો વિશાળ બંગલો આવેલો હતો અલ્પ ક્ષણોમાં પેલા સઘળા માણસો એ બંગલાની પાસે આવી પહોંચ્યા અને એક અંધકારમય સ્થળ જોઇ ત્યાં ઉભા રહ્યા. તેમાંનો એક મનુષ્ય જે સારા ગૃહસ્થ જેવો લાગતો હતો તે તરતજ આગળ થયો અને બંગલામાં ચઢી ગયો. પહેલે માળે જઇ તેણે એક ઓરડાની સાંકળ ખખડાવી અને બુમ મારી, "ભદ્રશ્યામા ! ભદ્રશ્યામા ! કયાં છો ?"

"એ આ આવી, કોણ રામલાલ! કેમ ક્યાંથી આવો છો? પિતાજી ક્યાં છે?" અંદરથી એક યુવાન બાળાએ બહાર દોડી આવતા તે પુરૂષને ઉદ્દેશીને પ્રસ્તુત શબ્દો ઉચ્ચાર્યા.

"સ્ટેશન પર આપના પિતાજી ખોટી થાય છે અને તે આપને બોલાવે છે માટે તૈયાર થઇ જાઓ, નીચે ગાડી ઉભી ઉભી ખોટી થાય છે!" રામલાલે તે રમણીને ઉદ્દેશીને કહ્યું.

"મારૂં પિતાજીને સ્ટેશનપર શું કામ પડ્યું!" આશ્ચર્ય પામતા ભદ્રસ્યામાએ પ્રશ્ન કર્યો.

"પિતાજીની પાસે એક નવરત્નનો હાર છે તે તમોને આપવો છે અને તે સાથે તમને કેટલીક ગુપ્ત વાત પણ કહેવી છે!" રામલાલે સમજાવ્યું.

"ચાલો, હું આ લુગડાં બદલીને આવું છું તમો નીચે જાઓ!" ભદ્રસ્યામા બોલી અને તે સાથેજ તે ઓરડામાં ચાલી ગઇ. આ બાજુએ રામલાલ પણ નીચે ઉતરી પડયો. થોડીવારમાં તે રમણી પોતાના નવિન વસ્ત્રો પરિધાન કરી બહાર આવી અને બંગલાની નીચે જઇ ત્યાં ઉભેલા રામલાલને ઉદ્દેશીને બોલી, "રામલાલ ચાલો, ક્યાં છે ગાડી!"

"હુગલી બજારને નાકે ઉભી છે ત્યાં સુધી તમારે પગે ચાલીને આવવું પડશે, રાતની વેળા છે એટલે કોઇ ગાડીવાળો હમણાં અહીં સુધી આવતો નથી અને આપણો ઘોડો માંદો છે એટલે આપણી ગાડી જોડી શકાતી નથી!" રામલાલે પોતાની જાળ પાથરવા માંડી.

ભદ્રસ્યામા નીચે ઉતરી અને રામલાલ જે દિશાએ જતો હતો તે જ દિશાએ તેની પાછળ પાછળ જવા લાગી. આમને આમ ચાલતા

લગભગ અરધો કલાક વિતી ગયો અને તેઓ કોઇ ભયંકર નિર્જન સ્થાનમાં નીકળી ગયા. વૃક્ષોના સમુહ અને સરિતાના પાણી ભદ્રશ્યામાને દૂરથી જણાવા લાગ્યા આ દેખાવ જોતાંજ તેણે રામલાલને પૂછ્યું, "રામલાલ! આપણે રસ્તો ભૂલી ગયા છીએ. મને લાગે છે કે આપણે હુગલી બજારને રસ્તે જવાનું મૂકી હુગલી નદીને રસ્તે નીકળી આવ્યા છીએ!"

"હું તમોને ખરે માર્ગેજ લઇ જાઉં છું મારી સાથે ચાલ્યા આવો!"

"ના, હું એમ નથી ચાલી આવવાની! અહીં સ્ટેશન ક્યાં છે, તમે મને આમ ક્યાં લઇ જાઓ છો!"

"તમે ચાલો તો ખરા, મારા પર વિશ્વાસ નથી?! હું તો તમારા સગા ભાઇ જેવો છું!"

"ના, અહીંથી પાછા વળો હું આગળ નથી આવતી!" ભદ્રશ્યામા બોલી અને તે ત્યાંજ ઉભી રહી ગઇ. રામલાલે તેનો હાથ પકડી તેને ખેંચવા માંડી. ભદ્રશ્યામાને આથી વધારેજ શંકા આવવા લાગી અને તે પુકારી ઉઠી: "હં રામલાલ! આ શું! આ શું કરો છો, મને રસ્તામાં એકલી જોઇ સતાવો છો કે?"

ભદ્રશ્યામાએ એ શબ્દોનો ઉચ્ચાર એવો તો જોરથી કર્યો કે આકાશ અને અરણ્ય બંન્ને તેનો પ્રતિઘોષ આપવા લાગ્યા એટલામાં પાછળથી પેલા ત્રણ યમદૂતો આવીને ભદ્રશ્યામાની આસપાસ ઉભા રહી ગયા. અને તેમણે તેને ઉદ્દેશીને કહ્યું. "ભદ્રશ્યામા! તારા પિતાજીની આજ્ઞાથીજ અમે તને લેવા આવ્યા છીએ માટે જો

ખુશીથી નહિ આવશે તો અમો તને બળાત્કારે પણ અહીંથી ઉચકી જશું ! બોલ આવવું છે અમારી સાથે કે તોફાન કરવું છે !"

"તમે મને ક્યાં લઇ જશો ?" ભદ્રશ્યામા બોલી.

"ફાવે ત્યાં, અમારી મરજી પડે ત્યાં તારે આવવું પડશે અને અમે જે આજ્ઞા કરીશું તે પ્રમાણે તારે વર્તવું પડશે, આજથી તારા ઉપર સર્વ પ્રકારે અમારોજ અધિકાર છે !"

"હું તમારી સાથે નથી આવવાની ! રામલાલ ! કૃપા કરીને મને ગાઇ. આપણે ઘેર પહોંચાડી દો, તમે મને ભયંકર દગો કરી ફસાવીને આ વનમાં લઇ આવ્યા છો અને હવે મારી વધારે દુર્દશા કરવા તમે મને કોઇ નિર્જન વનમાં લઇ જાઓ છો ખરૂંને ! પણ યાદ રાખજો આ દગો તમારો પ્રાણ લીધા વિના રહેવાનો નથી જેટલું મારૂં છળ કરશો તેટલો ઇશ્વર તમારી પાસેથી બદલો લેશેજ !

"તેની અમોને કશીપણ પરવા નથી. ઇશ્વર શબ્દથી અમારે બીકથી તમારો ત્યાગ કરવો પડે એટલા બધા અમે અજ્ઞાન નથી !" તે ત્રણ યમદૂતોમાંથી એક જણ બોલ્યો.

ભદ્રશ્યામા કશો પણ જવાબ આપે તે પહેલાં તેને એક જણે પોતાના વાંસાપર ઉંચકી લીધી અને તરતજ તેઓ જે સ્થાનેથી આવ્યા હતા તે સ્થાને પાછા અદ્રશ્ય બની ગયા. ભદ્રશ્યામાને ત્યાં આવેલી એક ગુફાના ભયંકર સ્થાનમાં કેદ પુરવામાં આવી. ચંદ્રપાલને પણ જયાં રતિવિલાસને રાખ્યો હતો તેની પાસેના ઓરડામાંજ બદમાસોએ પુરી દીધો હતો.

રતિવિલાસને બંદિખાનામાં પડયાને આજે ત્રીજો દિવસ ચોકઃ હતો. ઓરડાની મલિન હવા અને અન્નપાણી સિવાય તેની કાયા

દુઃખથી પિડાતી હતી અને તે મરણ ક્યારે આવે છે એની વાટ જોતો હતો એટલામાં તેની દ્રષ્ટિ એકદમ ઉંચે આવેલી એક બારી ઉપર ગઇ આ બારી બહારથી ઓરડામાં પ્રકાશ આવવાને માટે બનાવેલી હોય એમ જણાતું હતું. તે બારીને જોતાંજ રતિવિલાસે પોતાનું ધોતર છોડી નાંખ્યું અને પોતાના શરીર પર માત્ર એક ચડ્ડી અને બદન રહેવા દઇ તે ઉપર ચઢવા પ્રયત્ન કરવા લાગ્યો એટલામાં તેને ત્યાં પડેલો એક લોખંડનો ખીલો જડી આવ્યો. તેણે તે પોતાના ધોતીયાની કોર સાથે બાંધ્યો અને તેને તેણે પેલી બારી પર ફેંકવા માંડયો બે વાર ફેંકવા છતાં તે ખીલો ત્યાં ન અડકતાં પાછો નીચે આવી ગયો, પણ છેલ્લીવાર તે બારીના સળીયામાં ભરાઇ ગયો. રતિવિલાસે ધોતીયું બરાબર ટંગાઇ રહ્યું છે કે કેમ તે જોવાને બે ત્રણ વાર તેને ખેંચી જોયું. તેને તે બરાબર ટંગાઇ રહ્યું હોવાની ખાતરી થતાજ તે ઉપર ચઢવાનો પ્રયત્ન કરવા લાગ્યો. બારીએ પહોંચતાંજ તેને માલમ પડયું કે બારીના સળીયા જીર્ણ થઇ ગયેલા છે. તેણે તે કાઢી નાંખ્યા અને ત્યાંથી બહાર જવાને માટે તૈયાર થઇ ગયો. એજ બારી સાથે એક વડની ડાળી લાગી રહેલી હતી. રતિવિલાસે બહાર આવી જેવી તે ડાળી પકડી તેવીજ કડડડ અવાજ સાથે તે શાખા તુટી અને તેને સાથેજ લઇ નીચે આવવા તત્પર બની ગઇ! પરંતુ વડ એટલો બધો વિશાળ હતો કે રતિવિલાસ પછેક નીચે ન આવતા વચ્ચેજ વડવાઇઓમાં અટકી રહ્યો. તે ધીમે રહીને બહાર આવ્યો અને ત્યાંથી નીચે ઉતરી આમતેમ અવલોકવા લાગ્યો. આસપાસ દ્રષ્ટિપાત કરતા પોતે હુગલી નદિના કિનારા ઉપર આવી પોંચેલો હોવાની રતિવિલાસને ખાતરી થઇ. તેને સ્વતંત્રતા પ્રાપ્ત

થતાંજ સ્વર્ગ પ્રાપ્તિ જેટલો આનંદ થયો. તેણે હુગલીના નિર્મળ જળમાં પોતાના હાથ પગ ધોયા થોડું પાણી પીધું અને જરા આનંદ મેળવવા ત્યાંજ એક શીલાપર માથું મૂકીને સુતો. હુગલી નદિના નીરમાં ભરતીનો પ્રવાહ ચઢવા લાગ્યો અને તે સાથેજ એક નાની બોટ નદિના ઉરપ્રદેશ પર રમતી જણાવા લાગી. ધીમે ધીમે તે કિનારાપર આવવા લાગી. તે સાથેજ તેમાંથી એક બે માણસોની અચાનક કિનારાપર દૃષ્ટિ વળી ! તેવાજ તેઓ નીચે કુદી પડયા અને રતિવિલાસની પાસે જઇ તેમણે તેના મુખપર એક રૂમાલ નાંખી તેને બેભાન બનાવી દીધો રતિવિલાસ પાછો પાપીઓના પંજામાં સપડાઇ ગયો !

## પ્રકરણ ૯ મું.

## આપઘાત કે ખૂન

કૃષ્ણકાન્ત અને કમલાબાઇ બંન્ને ક્ષણવાર સ્તબ્ધ થઇ બેસી રહ્યા; બંન્નેએ મૌન્યતાનુંજ અવલંબન કરી રાખ્યું ! છેવટે કમલાબાઇ બોલી, " કૃષ્ણકાન્ત આ સાડી અને ચણીયો મારોજ છે એમ તમે શા પરથી જાણી ગયા ? તમે તો ઘણા ચાલાક પુરૂષ જણાઓ છો !"

" હું તમારા વણકર રામાગોવિંદને ત્યાં ગયો હતો ત્યાંથી મને ખબર પડી કે આ સાડી અને ચણીયો તમોએ પોતાને માટે વણાવ્યા હતા !" કૃષ્ણકાન્ત બોલ્યો.

"તમે ચોક્કસ કહો છો કે આ સાડી અને ચણીયો પહેરનારનુંજ ખૂન થયું છે, તમોને ગેલ્ડન સરકલમાંથી જે લાશ મળી આવ્યું છે તેનો બીજો પોષાક કેવો હતો !" કમળાબાઇએ ખિન્ન સ્વરે પૂછયું.

"તેના શરીરપર લાલ રંગના વસ્ત્રો હતા અને તે ઉપર જરીથી બધું ભરત ભરેલું હતું." કૃષ્ણકાન્તે ઉત્તર આપ્યો. આ ઉત્તર સાંભળતાંજ તે અબળા એકદમ રડી પડી અને મોટેથી ઉન્માદિની જેવી દશામાં બોલવા લાગી, "હાય! હાય! ત્યારે તો મારા સર્વસ્વનો લોપ થયો! મારી બધી આશા ધુળ મળી ગઇ અને મારાપર સંકટનો સમુદ્ર તુટી પડયો!" કમળાબાઇ આટલું બોલતી વધારે રૂદન કરવા લાગી. તેને રડતી જોઇ કૃષ્ણકાન્ત અપાર આશ્ચર્યમાં પડી ગયો તેણે પોતાના ખિસામાંથી એક છબી બહાર કાઢી કમલાબાઇના હાથમાં મૂકી અને તેને કહ્યું, "જુઓ! આ છબી પારખી શકાય છે કે તે કોની છે! તમારા રડવાથી એમ લાગે છે કે મરનાર બાઇ કોઇ તમારી અંગત સગી હોવી જોઇએ!"

આ છબી જોતાંજ કમલાબાઇએ રોકી રાખેલો ડુમો બહાર આવી ગયો અને તે આંસુઓ વડે પોતાનું વસ્ત્ર ભીંજાવી નાંખતી રોવા લાગી અને બોલી, "હા, તે મારી કિશોરીનોજ છે પણ એટલું ખરૂં કે એ જરા ફુલાઇ ગયેલા ચહેરાનો ફોટો છે."

"તે બરાબર છે કારણ કે એ કિશોરીના શબપરથી લીધેલો ફોટો છે; મર્યા પછી એ બાઇનું શરીર ઝેરથી ફુલી ગયું છે," કૃષ્ણકાન્તે ઉત્તર દીધો.

"ત્યારે મારી કિશોરીનું ખૂન શું કોઇએ ઝેર આપીને કર્યું છે!"

"ના; ઝેર આપીને કર્યું નથી પણ ઝેરી છરી વડે તેને કોઇએ ઘા કર્યો છે અને તે ઘાથી તેનું મરણ નિપજ્યું છે એવો ચોક્કસ સંભવ છે! આ વસ્ત્રો તો કિશોરીનાજ છે ને!"

"હા, તેજ મારી પાસેથી આ વસ્ત્રો પહેરવા લઇ ગઇ હતી અને મેં તેને તે ભેટ આપી દીધા હતા !" આ શબ્દોના ઉચ્ચાર સાથે પુનઃ કમલાબાઇની આંખમાં પાણી ભરાઇ આવ્યા તેને આ પ્રકારે શોક કરતી જોઇ કૃષ્ણકાન્ત બોલ્યો, "કમલાબાઈ ! હવે તમે શોક કરતા રડતા બેસવાનું કામ ન કરો તમોને કિશોરીના સંબંધમાં જેટલી જેટલી માહિતી હોય તે બધી વાતો મને કહી જાઓ કે તે પરથી ખૂનીને પકડવાનું રહેલું થઈ પડે !"

...સાંભળીને કમલાબાઇ જરા શાંત થઇ અને સ્વાસ્થ્ય મેળવી કહેવા લાગી; સાંભળો કૃષ્ણકાન્ત ! તમોને હું કિશોરીની જેટલી વાત જાણું છું તેટલી બધી કહી દેખાડું છું હું એ જાણતી નથી કે કિશોરી કોણ છે અને કયાંની રહેવાશી છે પણ તે મારે ત્યાં થી રીતે આવી તે'નો ઇતિહાસ હું તમોને વિસ્તાર પુર્વક કહું છું. અલ્પ સમય પર અરવિંદ બાબુ મારી પાસે એ રમણીને લઇ આવ્યો હતો અને તેણે તેને મારે ત્યાં રાખી હતી. મારી અને કિશોરીની વચ્ચે પણ થોડાજ દિવસમાં ઘણો સ્નેહ વધી ગયો અને તેને હું મારી સગી બ્હેન હોય તે કરતા પણ વિશેષ સ્નેહથી નિહાળવા લાગી. અરવિંદનો વિચાર પ્રથમ તો કિશોરી સાથે લગ્ન કરવાનો હતો પરંતુ પાછળથી તેને કોઇ બીજી સ્રી મળી ગઇ અને તે તેના સ્નેહમાં પડી જવાથી કિશોરીને ભૂલી ગયો !

"તે બીજી અબળાનું નામ સ્નેહલતા છે હું તેને પણ સારી રીતે ઓળખી ગયો છું !" કૃષ્ણકાન્ત બોલ્યો.

"હા, ખરી વાત તમે બધી આ માહિતી કયાંથી મેળવી ? ારૂં !

તમે તો ઘણા દક્ષ અને વિચક્ષણ માનવી લાગો છો. અરવિંદ અને સ્નેહલતાની માહિતી પણ તમે મેળવી હશે એમ મને લાગે છે. સ્નેહલતા અને કિશોરીના વચ્ચે અરવિંદના સંબંધમાં રોજ ઝગડો થતો હતો અને તે ઝગડાને પરિણામે કિશોરીના હૃદયમાં અરવિંદ માટે વૈરની લાગણી ઉદ્‌ભવી હતી! તે છેવટે એવા દૃઢ નિશ્ચય પર આવી ગઇ હતી કે કાંતો અરવિંદ અને સ્નેહલતા બંન્નેના ખૂનો કરી નાંખવા કાંતો સ્નેહલતાનું ખૂન કરી અરવિંદ સાથે પોતે ન્હાસી જવું! ગઇ કાલે અરવિંદ સ્નેહલતાને લઇ ન્હાસી જવાનો હતા એ ખબર કિશોરીને મળતાંજ તે પોતાના હાથમાં એક છરી લઇ બહાર નીકળી હતી. મેં તેને ઘણું સમજાવ્યું પણ તેણે માન્યુ નહિ!"

"એ ઉપરથી તો એમજ લાગે છે કે જે રાત્રે ગોલ્ડન સરકલમાં ખૂન થયું તેજ રાત્રે આ બનાવ બન્યો."

"ના, તેજ દિવસે બપોર પછીની આ વાત! કિશોરી થોડીવારમાં અરવિંદને ત્યાં પહોંચી ગઇ તેણે ત્યાં લાંચ આપી એક દાસીને ફોડી હતી! તેના મારફત અરવિંદ કયારે ન્હાસી જવાનો છે તે વાત તેણે જાણી લીધી અને પાછી મારે ત્યાં આવી જે વસ્ત્રો તમોને મળી આવ્યા છે તે કપડાં મારી પાસે માંગી ચાલી ગઇ! હું તો અત્યાર સુધી એમજ ધારતી હતી કે કિશોરી પોતાની ધારણામાં સફળ થઇ છે અને તે અરવિંદ સાથે આનંદ કરતી હશે પણ હવે મને લાગે છે કે હું મારી ધારણામાં ઠગાઇ છું!"

"ત્યારે શું અત્યાર સુધી તમો ગોલ્ડન સરકલના ભયંકર ખુનની વાત નહોતા જાણતા?"

"જાણુતી હતી પરંતુ મારી ધારણા હતી કે જેનું ખુન થયું છે તે મારી કિશોરી નહિ પણ સ્નેહલતા હશે! આ ખુન સાથે કિશોરીને કોઇજ સંબંધ ન હતો. એમ મારી અદ્યાપિ પર્યન્ત માન્યતા હતી!"

"અરવિંદનું ઘર પણ ગોલ્ડન સરકલથી ઘણું દૂર તો નથીજ અને એજ માર્ગે જતા કિશોરીને મારી નાંખવામાં આવી છે એ પણ ચોક્કસ છે હવે તેનો ખૂની શોધી કાઢવાનું કામ માત્ર બાકી રહ્યું છે. આપણે તે પણ પુરૂં કરી દેવું જોઇએ કે જેથી આપણા વૈરનો બદલો વળી રહે. તમે એ વાત જાણો છો કે કિશોરીને કોની કોની સાથે વૈર ભાવ હતો! અને તેના શત્રુઓ કોણ કોણ હતા?"

"તેનો સ્વભાવ એટલો બધો સ્નેહાળ હતો કે તેના કોઇ પણ શત્રુઓજ નહોતા!"

"જગતમાં પ્રેમની ધારા    હતી હૈયે રહી તેને
સદા સંસાર પર શાણી    અમીની નાંખતી વર્ષા!
મધુર મુખ દેવ બાળાનું    નિહાળી ચક્ષ સંતોષે
કિશોરી દેખતાં તેવા    થતા'તા શાંત જન તરશ્યા,
વચન વદતા મુખે ઝરતા    મધુરા મૌક્તિકો જાણે
હતી શી મુગ્ધતા શબ્દે    ઉચ્ચારો ભાખતી સ્મરણા!"

"ઠીક છે, તમોએ આપેલી બાતમીપરથી અને મેં મેળવેલી વિગતોપરથી પાતાળમાંથી પણ હું ખૂનીને પકડી પાડયા વિના રહેવાનો નથી એ યાદ રાખજો!"

ભગ્નતા પહાડ સાગરમાં છુપાતા સાપના દરમાં
લપાતા ઘોર ગૌહરમાં ન છુપશે પાપના કામો
અનિતિમાં અતિ નાચ્યા, હણી હૈયા થકી માયા
ચિરી નિર્દોષની કાયા જરૂર ઘા મારશે સામો
સરળ છે પાપ આદરવા રૂધિરથી જામને ભરવા
વિકટ શરીરે સહન કરવા સીતમના સર્વ અંજામો !

ચાલો હું હમણાં તો જાઉં છું !" એમ ઉત્તર આપી કૃ[illegible] ઉઠયો અને દાદર ભણી ગયો એટલામાં તેને કાંઇ ફરી યાદ આવ્યું હોય તેમ પાછો વળ્યો અને બોલ્યો, "કમળાબાઇ ! મારે તમોને એક વાત પૂછવાની રહી ગઇ, પેલી હારમોનીયમની પેટી પાસે જે નાની પેટી છે તે ઉઘાડોને !"

કમળાબાઇ તે પેટી પાસે ગઇ અને તેણે તે પેટી ઉઘાડી નાંખી તે સાથેજ તે બૂમ મારી બોલી ઉઠી, " ઓ બાપરે ! આમાંની બે છરીઓ કયાં જતી રહી ? "

" ગભરાઓ નહિ, એક છરી તો મેં લીધી છે. પણ બીજી કયાં છે !"

"બીજી તો કિશોરી સાથેજ લઇ ગઇ છે, કેમ; તે તો મેં એકવાર તમોને પહેલા પણ કહ્યું હતુંને !"

" ત્યારે તેણે તે છરી વડે પોતાનીજ આત્મહત્યા તો નહિ કરી હોય વારૂં ? તે તમારી પાસે આજપર્યન્ત રહી પોતાનીજ આત્મઘાત કરવાની વાત બોલી હતી ખરી !"

"ના આજપર્યન્ત તેણે મારી પાસે પોતેજ આપઘાત કરવાની તો વાતજ નથી કરી પણ એટલું ખરૂં કે તેનો ગુસ્સો ઘણો ખરાબ હતો એટલે કદાચ તે કાંઈ આડું અવળું કરી પણ બેસે! વારૂં કૃષ્ણકાન્ત! હવે તો તે બિચારી અભાગિણી આ મરી ગઇ છે પછી તમે એ છરી લઇ જઇ શું કરશો વારૂં?"

"મારે આ છરીને તપાસવી પડશે કે એ છરી ઝેરવાળી છે કે કેમ, જો આ છરી ઝેરવાળી હશે તો એની સાથેની જે છરી કિશોરી લઇ ગઇ છે તે પણ ઝેરવાળી છે એમ સાબીત થશે. આ છરી હું બિલાડી ઉપર અથવા એકાદ એવાજ પ્રાણી ઉપર વાપરી જોઇશ અને તેની અસરથી તે પ્રાણી કેટલીવારમાં મરે છે તેના શરીરપર કેવા ફેરફારો થાય છે તે તપસીશ. જો તે સ્થિતિ અને ગોલ્ડન સરકલમાંથી મળેલા શબની સ્થિતી સરખીજ થએલી જણાશે તો મારી ખાત્રી થશે કે ખૂન ઝેરી છરીથીજ કરવામાં આવ્યું છે એટલે પછી મારે એ મુદ્દાપરથી ખૂની પકડવો ઠીક થઇ પડશે!"

"અરેરે ત્યારે બિચારી કિશોરીનીજ છરી લઇ તેનુંજ ખૂન કરે એવો દુષ્ટ પુરૂષ કોણ હશે મને લાગે છે કે આ આપઘાત કે ખૂન શું છે તે સાબીત કરવુંજ ઘણું મુશ્કેલ થઇ પડશે!"

"આપઘાત હોય એ બનવાજોગ નથી કારણ કે એક સ્ત્રી ગોલ્ડન સરકલ જેવી ભયંકર જગ્યાએ જઇ ત્યાં આવી રીતે આપઘાત કરે એ સંભવિત નથી, એટલે આ ખૂનજ હશે!" કૃષ્ણકાન્ત બોલ્યો અને તે કમલાબાઇની રજા લઇ નીચે ઉતર્યો.

# પ્રકરણ ૧૦ મું.

## કાળો પહાડ

હુગલી નદીના ડાબા તટ ઉપર આવેલી એક મસ્જીદના ભયંકર ઓરડામાં ભદ્રસ્યામાને કેદ પુરવામાં આવી હતી. રતિવિલાસ પણ ત્યાંજ બંદીવાન હતો અને ચંદ્રપાલની પણ કેવી દશા થઇ હતી તે આપણે પ્રત્યક્ષ અવલોકી આવ્યા છીએ. ચંદ્રપાલ ધર્મ શ્રદ્ધાળુ પુરૂષ હતો તેને યોગી અને ફકીરો પર ઘણીજ શ્રદ્ધા હતી અને તે શ્રદ્ધાને પ્રતાપેજ તે આજે સંકટમાં આવી પડયો હતો. ભદ્રસ્યામા પોતાના અંધકારમય ઓરડામાં બેસી ત્યાંથી કયે પ્રકારે મૂકિત મેળવવી એના વિચારો કરતી હતી એટલામાં તેનાં ઓરડાનું બારણું ઉઘડી ગયું અને એક રૂષ્ટ પુષ્ટ શરીરનો આખશો ત્યાં દાખલ થયો તેનું નામ અબ્દુલ કરીમ હતું. તેની ઉંચાઇ સાધારણ પ્રકારની હતી. શરીર સીધીમાઇને શરમાવી નાંખતું હતું અને આંખો લાલ હતી તે નરપિશાચને જોતાંજ ભદ્રસ્યામા ભયથી થરથર કંપવા લાગી તેને કંપતી જોઇ તે બોલ્યો, "ભદ્રસ્યામા ! તારે મને જોઇને બીહવાનું કાંઈજ કારણ નથી કેમકે હું તમારૂં કેવી રીતે ભલું થાય એજ જોનારો માણુસ છું અને તેથીજ તમારી પાસે આવ્યો છું, મારૂં શરીર જેવું કાળું છે તેવું મારૂં હૃદય પણ કાળું નથી.

શરીર કાળું છતાં દિલમાં રહ્યો છે સ્નેહનો દરિઓ
તમારા સંકટો બાળા ! બધા હું ટાળવા ઇચ્છું !
ન વારસ વિશ્વમાં કોઇ ન વાલી આપનો છે ત્યાં
તમોને યોગ્ય ગૃહ પંથે સદા હું વાળવા ઇચ્છું !

વહે આનંદની ધારા દુરિત દુર થાય સૌ તારા
શરીર સુખમાં રહે તુજ એ જરૂર હું ભાળવા ઇચ્છું !"

"ભાઇ, અત્યારે હું મોટા સંકટમાં આવી પડેલી છું. મારા નોકરે મને ફસાવી છે અને પોતાની કોઇ બુરી ઇચ્છા સફળ કરવા માટે આ અંધારી ગુફામાં મને આણી નાંખી છે. તમો મારા ભાઇ છો તો દયા કરી મને આ દુઃખમાંથી છોડાવી મારે ઘેર પાછી મૂકી આવો અને મારી દિન અબળાની લાજ રાખો !"

"દુઃખે આવી પડેલી છું થયા બેહાલ કાયાના
દયા લાવો દિલે દુઃખથી કરો ઉધ્ધાર નારીનો !
પડેલી સંકટે અબળા પ્રભુ તેને મદદ આપી
કરી કષ્ટો થકી મુક્તિ કરે જયકાર નારીનો !
તમો પણ બાળ ઇશ્વરના મનુષ્યો, આપણે બંધુ
ગૃહો આ હસ્ત ભગિનીનો સુણી ચિત્કાર નારીનો !"

"પણ મારાથી તમોને એકજ રીતે અહીંથી છુટા કરી શકાય એમ છે. આપણા ગામના પ્રખ્યાત જાગીરદાર રતિવિલાસને તો તમો ઓળખતા હશો તેણેજ તમોને અહીં બંદીવાન બનાવી રખાવ્યા છે અને તેની ઇચ્છા તમારી સાથે લગ્ન કરવાની છે. તમારી જોડે રતિવિલાસના લગ્ન થવાથી તમે પણ સુખી થઇ શકશો અને તમારા આ બંધનો પણ નષ્ટ થઇ જશે માટે જો તમારી ઇચ્છા હોય તો હું તમોને ત્યાં મૂકી આવું !"

અહીં છે બંધ કાયાને પડયા તેને વિદારોને
ગૃહો સંસારનો રસ્તો ખરેખર એજ છે સારૂં

તજો આ કષ્ટથી કાયા મૂકો સંસારની માયા
ગ્રહો ઝટ મોતની છાંયા ન એ કલ્યાણ કરનારૂં
જીવન જગનું ગહન ધન છે મહા, મહામૂલ્યનું તન છે
પ્રભુનું ભવ્ય ઉપવન છે સુખદ શાંતી શીખવનારૂં

ભદ્રશ્યામા બોલી “ભાઇ! તમારે બીજી જે કાંઈ વાત કરવી હોય તે ખૂશીથી કરો, પરંતુ આવી વાતોમાં મારો વખત લેવો હોય તો હું તમોને પુનઃ વિનંતી કરીને કહું છું કે મારી પાસે આવવાની તસ્દી લેશો નહિ, તમો જો મારા હિતવાદી છો તો મને અહીં શા માટે આણીને રાખવાનું યોગ્ય માન્યું છે વારૂં?”

ભદ્રશ્યામા અને તે માણસ વચ્ચે અનેક પ્રકારની વાતચીત થઇ તેણે તેને ઘણો ભય આપ્યો. પોતાને કાળોપહાડ કહીને ઓળખાવ્યો અને અંતે કાંઇ ન વળ્યું ત્યારે ને તેને વિચાર કરવા માટે ત્રણ દિવસની મુદત આપીને માણસ વિદાય થઇ ગયો.

# પ્રકરણ ૧૧ મું.

## અરવિંદ કોણ?

કૃષ્ણકાંત ડિટેકટીવ એક ઘણોજ બાહોશ માણસ હતો, તેણે આટલા પુરાવા ઉપરથી પોતાના કેસની આખી હારમાળા બરાબર ગોઠવી દીધી અને હવે પોતાની તપાસ આગળ શી રીતે ચલાવવી તે વિષે તે વિચાર કરવા લાગ્યો મળેલા સમાચારો ઉપરથી તેની એટલીતો ખાતરી થઇ કે બંગાળાની જાણીતી ગાયકા કમળાબાઇને ત્યાં કિશોરી અને સ્નેહલતાની બાબતમાં કાંઇ ખટપટ થવા પામી છે, અસ્તુ તેણે હવે અરવિંદ કોણ

અને તે કયાં ગયો છે તે સંબંધમાં તપાસ કરવા માંડી તપાસ કરતા કરતા માલમ પડયું કે અરવિંદ રંગપુર ગયો છે, કૃષ્ણકાંત આટલી વસ્તુની ખબર થતાજ રંગપુર ગયો અને ત્યાં અરવિંદનું ઘર શોધવા લાગ્યો !

રંગપુરમાં રંગમતિ નદીને કિનારે કલકત્તાના શેઠીયાઓના બંગલા હતા અને એ બંગલાઓમાં તેઓ ઘણે ભાગે આવીને રહેતા હતા. એટલે કૃષ્ણકાંતે વધારે ઓછી કાંઇ પણ તપાસ ન કરતા તેણે એ બંગલાઓનીજ ભાળ મેળવી અને ત્યાં જઈ અરવિંદબાબુ કોણ છે તેની શોધ કરવા માંડી ! એટલામાં એક બંગલા ઉપર તેણે બાબુ અરવિંદસેન એવું નામ લખેલું જોયું. આ નામ જોતાંજ કૃષ્ણકાંત તે બંગલામાં પેઠો, બંગલામાં બારણા આગળજ એક પાટીઉં મારેલું હતુ અને તે પાટીઆ ઉપર લખ્યું હતું કે બાબુજીને મળવા માટે આ બટન દબાવો !

કૃષ્ણકાંતે બટન દબાવ્યું. એટલે તરતજ ઉપર ઘંટી થઇ, થોડીવારમાં એક પ્રચંડ શરીરધારી યુવાન ત્યાં આવીને ઉભો રહ્યોઅને તેણે હસતે સ્વરે કૃષ્ણકાંતને પ્રશ્ન કર્યો, "કેમ મહાશય ! કયાંથી પધારો છો ?"

કૃષ્ણકાંતે કહ્યું, "હું કલકત્તાથી આવું છું અને મારે આપની સાથે ઘણી લાંબી વાતચીત કરવી છે હું ધારૂં છું કે તમે મારી સાથે વાતચિત કરવાનો વખત ફાજલ પાડી શકશો, અને આપણે એ હું ઇચ્છું છું તે વિષય ઉપર પુષ્કળ વાતો કરી શકીશું !"

"હા, પણ તે પહેલાં મારે એ વાત જાણવાની જરૂર ઓછી નથી કે તમે કોણ છો અને કયાંથી આવો છો તે ! જો તે વાત

જણાવવાને તમોને હરકત ન હોય તો તમારી સાથે વાત કરવાને મને પણ હરકત નથી ! ”

“ હું ડીટેકટીવ પોલીસ ઇન્સ્પેકટર છું અને એક ખૂન કેસમાં મારે તમારી સાક્ષી લેવી છે ! ”

“ હા, હવે મને તમારી સાથે વાત કરવાને વાંધો નથી ! ચાલો ! આવો ઉપર ! ”

કૃષ્ણકાંત અને અરવિંદ બંન્ને ઉપર ગયા અને દિવાનખાનામાં આવેલી એક ખુરસી ઉપર બેઠા.

ખુરસી ઉપર બેઠા પછી અરવિંદે કૃષ્ણકાંતને પૂછ્યું; “ કેમ મહાશય ! કાંઈ પાણીબાણી મંગાવું સોડા લેમન શરબત કાંઇ પીશો ?”

કૃષ્ણકાંતે કહ્યું, “ ના ભાઇ, હું એવા બજારૂ પીણા પીતોજ નથી, અને મારૂં જો માનતા હો તો તમોને પણ એવી ભલામણ છે કે કૃપા કરી એવા પીણાનો ત્યાગ કરશો. વારૂ હવે મને આપણી વાત શરૂ કરવાની આજ્ઞા છે ! ”

“ ડિટેકટીવ પોલીસ ઇન્સ્પેકટરને મારી આજ્ઞા માંગવાનું પ્રયોજન હોઇ શકે ! ”

“ ઠીક, ત્યારે વાત એમ છે કે; કલકત્તામાં કિશોરી નામની એક વેસ્યાનું ખૂન થયું છે; અને તેને ગુન્હેગાર ઠેરવવા માંગુ છું; એ સંબંધમાં તમે તમારો મારી આગળ શો બચાવ રજુ કરો છો વારૂ ? ”

“ મારે કાંઈ પુરાવો રજુ કરવાનો નથી, કારણ કે હું ખૂની નથી અને મેં કાંઈ ખૂનો કર્યા પણ નથી ! ”

તે તમારા કહેવાથી અમારે કાંઇ તમોને છોડી દઈ શકાય નહિ, મારી

પાસે સેંકડો પુરાવો છે અને તે એટલો સાબીત છે કે તમને તે કાયદાની ચુંગાલમાંથી છટકવા દેવાનો નથી! મારે માત્ર તમારૂં સ્ટેટમેંટજ લેવાનું છે!"

"તો તમારે જે કાંઇ પૂછવું હોય તે મને પૂછી શકો છો?"

"હું તમોને એમ પૂછું છું કે અરવિંદ બાબુને બદલે તમે કોઈ જગ્યાએ તમારૂં બીજું નામ લખાવ્યું છે?"

"તે મને યાદ નથી!"

"પણ ધારોકે તમે એમ તમારા અનેક નામો લખાવ્યા હોયતો તે તમારો ગુન્હો ખરો કે નહિ?"

"હું કાયદાની વાત જાણતો નથી!"

"તો હું તમારા ઉપર એક કરતા વધારે નામો કહી લોકોને છેતરવાનો આરોપ મૂકું છું!"

"હું એ આરોપનો ઇન્કાર કરૂં છું!"

"તમે થોડા દિવસ ઉપર બંગાળી બુલબુલ નામે ઓળખાતી કલકત્તાની વેસ્યાને ત્યાં હતા?"

"હું ત્યાં ઘણી ખરી વખત જતો હતો!"

"છેલ્લા તમે ત્યાં ક્યારે ગયા હતા?"

"તેની મને યાદ નથી!"

"તમે કિશોરીને ઓળખો છો!"

"મારે તેની સાથે સાધારણ ઓળખ થઇ હતી!"

"પણ તમે તેને ચહાતા હતા!"

"એવા ખાનગી પ્રશ્નનો હું જવાબ આપવા માંગતો નથી!"

"તો હું તમારા ઉપર એવો આરોપ મુકું છું કે તમે કિશોરીનું ખૂન કર્યું છે!"

"હું એ આરોપ પણ ખોટો ઠરાવું છું!"

"તો તમારે તેની સાબિતી આપવી પડશે!"

"તે હું કોર્ટમાં આપીશ!"

"તમે કિશોરી સાથે બંગાળી બુલબુલને ત્યાં કેટલો વખત રહ્યા હતા!"

"આસરે ચાર મહિના!"

"તે દરમ્યાન તમારી અને કિશોરીની વચ્ચે કાંઇ કજીયો ઉભો થયો હતો?"

"એવું હું યાદ રાખી શકતો નથી!"

"તે દરમ્યાન સ્નેહલના નામની બીજી સ્ત્રી સાથે પ્રેમ થયો હતો!"

"એ તદન ખોટી છે!"

"તમે સ્નેહલતાને ઓળખો છો!"

"તેની સાથે કાંઇ ખાસ પરિચય નથી!"

"તો તમે તેને સાધારણ રીતે ઓળખતા હશો!"

"કદાચ બનવા જોગ છે!"

"સીતાગંજના નગરશેઠ કેશવસેનને તમે ઓળખતા હશો?"

"એ નામ આજે હું પહેલીજવાર સાંભળું છું!"

"પણ એ નામ માટેએ તમારા ઉપર આરોપ છે?"

"આરોપો મૂકવા એ તો તમારા જેવાનો ધંધો છે!"

"તમે એક લુટારૂ ટોળીના સરદાર છો?"

"તમે આવતી કાલે એમ પણ કહી શકશો કે સુરજ અંધારૂં આપે છે!"

"સીતાગંજ અને ગોમતીગંગાના મકાનની વચ્ચે તમારૂં થાણું છે.

"હું લુટારાનો ધંધો કરતો નથી!"

"તમે સીતાગંજના નગરશેઠ કેશવસેનને તમારે ત્યાં એક દહાડો જમવા બોલાવ્યા હતા!"

"કેશવસેન તો મારી જાતનાયે નથી!"

"તમે કેશવસેનને ઓળખતા નથી, તો પછી એમ શા ઉપરથી કહો છો કે એ તમારી ન્યાતના નથી!"

"નામ ઉપરથી હું ધારૂં છું કે એ બંગાળી કાયસ્થ હશે!"

"તમે એને જમવા બોલાવી એનું ખૂન કર્યું હતું?"

"આ એક સફેદ ગપ્પું છે!"

"પછી તમે તેની પત્નિ કમલાક્ષીની પાસે ગયા હતા?"

"કમલાક્ષીને હું ઓળખતો નથી!"

"કમલાક્ષીને જોતાં તમને એના ઉપર મોહ થયો હતો!"

"કમલાક્ષી કરતાં મારી સ્ત્રી વધારે સુંદર છે!"

"તમે કમલાક્ષીને ઓળખતા નથી, તો પછી એ તમે શી રીતે કહી શકો છો?"

"અનુમાનથી!"

"કમલાક્ષીને તમે કહ્યું કે હવે નગરશેઠ તરીકે હું પોતેજ જાહેર થઇશ. મારો અને નગરશેઠનો દેખાવ સરખો છે અને આપણે કાલે બારીસાલ મોજમજાહ કરવા ઉપડી જઇશું એટલે પછી કોઇ આપણને ઓળખશે નહિ એ ખરી વાત!"

"તદ્દન બનાવટી વાત!"

"તમારી વાત કમલાક્ષીએ માની ન હતી!"

"આ આખો કેસ બનાવટી છે?"

"તમે કમલાક્ષીનું તથા તેની દાસીનું કહ્યું ન માનવા માટે ખૂન કર્યું હતું?"

"હા, હું કાંઇ જાણુતો નથી!"

"પછી તમે નિરંજનની ભગીની વિશાખાનુ હરણુ કર્યું હતું!"

"ના!"

"પછી તમે લિલાવતીના હાથે તે ન્હાસી જાય છે એવી ખોટી ચીઠ્ઠી લખાવી તેને પણુ ઉપાડી ગયા હતા?" "ના!"

"તમે નિરંજનને ત્યાં ધાડ પાડી હતી!"

"ના બીલ્કુલ નહિ!

"પછી તમે તપાસ માટે જતા રમેશને અધવચ્ચે અટકાવી તમારા કબજામાં લીધો હતો?"

"મેં રમેશને જોયો નથી!"

"ત્યાર પછી તમે કલક-તે આવ્યા હતા.?"

"હું હંમેશાં કલક-તેજ રહેતો હતો!"

"તમે કલક-તામાં રતિવિલાસનું ખુન કર્યું હતું અને રતિવિલાસ તરીકે તમે પોતેજ જાહેર થયા હતા!"

"ના!"

તમે તમારી ટોળીને કલક-તે લાવ્યા હતા!"

"કલક-તે ન હોતો લાવ્યો!"

"ત્યારે ક્યાં લઇ હતા?"

"બ-બ કોઈ જગ્યાએ નહિ!"

"તમારી સાથે તમારી ટોળી કલક-તે આવી છે?"

"ખોટી વાત!"

"તે ટોળીએ તમોને કોઈ ઓળખનાર ન રહે માટે રતિવિલાસના નાઇ ચંદ્રપાળ અને તેની પુત્ર ભદ્રસ્યામાને કેદ કર્યો છે!"

"ખોટી વાત!"

"પછી તમે વિશાખાને વેસ્યાને ત્યાં મૂકી હતી!"

"ખોટી વાત!"

"વિશાખાનું નામ તમે કિશોરી પાડ્યું હતું ?"

"રામ રામ કરો !"

"એતો પછી કરીશું ! પણ હાલમાંતો એ કહોકે પછી તમારે કિશોરી સાથે લડાઈ થઇ હતી !" "ના !"

"આ વખતે તમે સ્નેહલતાનાં સંબંધમાં આવ્યા હતા ! અને સ્નેહલતાનો અને તમારો સંબંધ કિશોરીને સાલતો હતો !"

"હું જાણતો નથી !"

"હવે તમારો કલક-તેથી ન્હાસી જવાનો વિચાર હતો"

"હું કલક-તે રહેતોજ ન હોતો !"

"તમે કિશોરીને ન્હાસી જવાની વાત કહી હતી અને તે તમારી સાથે આવવા કબુલ થઈ હતી ?"

"હું કિશોરી નામની તમે કહો છો તે સ્ત્રી સાથે પ્રેમમાં પડ્યોજ ન હેતો !"

"કિશોરી તમારી મરજી પ્રમાણે ન વર્તી તે માટે તમે તેનું ખુન કર્યું હતું ?"

"ના !"

"તમારી સ્ત્રીનું નામ શું છે જણાવશો !"

"હું પરણ્યોજ નથી !"

"તો આ ઘરમાં બીજી કોઇ બાઇ છે ?"

"મારા ખાનગી સેક્રેટરી તરીકે એક બાઈ નોકર છે !"

"હું તેને મળવા માંગુ છું !"

"તે બની શકે એવું નથી !"

"તો પછી હું કહું છું કે તમેજ કિશોરીનું ખુન કર્યું છે !"

આ વાતચીત ચાલે છે એટલામાં એક સુંદરી બ્હાર આવી ! અને તેણે કૃષ્ણકાંતને ઉદ્દેશીને કહ્યું કૃષ્ણકાંત તમે કિશોરીનું ખુન થયાનું ધારો છો ને! તે કિશોરી હુંજ આ રહી !"

કૃષ્ણકાંતતો આ જોતાજ આભો થઇ ગયો કિશોરીયે હવે પોતેજ એ વાત ખુલ્લી કરી કે અરવિંદ એક બહારવટીઓ હતો તેણે કેશવસેનને તથા તેના આખા કુટુંબને મારી નાખ્યું હતું અને તેણે કેશવસેનનું નામ ધારણ કર્યું હતું ! પછી તે પોતેજ વિશાખા, સ્નેહલતા અને લીલાવતીનું હરણ કરી ગયો હતો લીલાવતીના ભાઇ તથા કેશવસેનના કુટુંબીઓને પણ આ બહારવટીયાએજ કેદ કર્યા હતા ! હવે કૃષ્ણકાંતે કિશોરીએ બતાવ્યા પ્રમાણે શત્રુઓના બધા સ્થળો શોધી કાઢયા, અને સઘળાઓને છૂટા કર્યા. નિરંજન–રમેશ તેમની બ્હેનો સાથે સુખમાં દહાડા ગાળવા લાગ્યા! કેશવસેનના ભાઇને છૂટો કરવામાં આવ્યો એટલે કેશવસેનનું ખોટું સ્વાંગ ધારણ કરી રહેલા પેલા લુંટારાને ફાંસીની સજા થઇ !

આમ સત્યનો જય અને અસત્યનો પરાજય થયો.

**शांतिः ॥ आरुम शांती ॥**



ફક્ત એકજ વાર

અમારી મુલાકાત લેવા ભલામણ કરીએ છીએ

—: શા માટે ? :—

જો તમારે તમારૂં કોઈ પણ જાતનું

# છાપકામ

**બે ઘડી જોઈ રહો એવું સુંદર રીતે કરાવવું હોય તો !**

અમારે ત્યાં કાર્ડ-કવર-કંકોત્રી-હુંડી બુક-બીલ બુક-આંકડા બુક અને હેન્ડબીલોનું પરચુરણ જોબ કામ પણ સુંદર ડીઝાઈનો અને બ્લોકોમાં ગોઠવી કરી આપવામાં આવે છે:—

## —:તે ઉપરાંત:—

કોઈ પણ પુસ્તકોના રંગીન આર્ટ પેપરના ટાઈટલો તથા ન્હાનામાં ન્હાનાથી માંડી મોટામાં મોટા રંગીન લેબલો અને માનપત્રોનું કામ ખાસ સ્પેશીઆલ ઉંચી અને જુદી જુદી શાહીથી મનપસંદ કરી આપવામાં આવે છે.

—:સંખ્યાબંધ નમૂનાઓ જોઈ એક વાર ખાત્રી કરો:—

# શ્રી મોઢેશ્વર પ્રેસ

બરાનપુરી ભાગળ—**સુરત.**

આ પુસ્તકના પેજ ૧ થી ૬૪ સુધી બરાનપુરી ભાગળ ઉપર આવેલા **શ્રી "અનાવિલ"** પ્રિ. પ્રેસમાં રઘુભાઈ લલ્લુભાઈ દેશાઈએ છાપ્યાં અને બાકીનાં **શ્રી "મોઢેશ્વર"** પ્રેસમાં **મણીલાલ ભગવાનદાસે** છાપ્યાં.